## : સંસ્થાકીય :

કમલ પ્રકાશન (પબ્લિક ટ્રસ્ટ) બે કાર્યો કરે છે.

(૧) પ્રાચીન જૈનશાસ્ત્રગ્રન્થોનો થતો વિનાશ અટકાવીને આ ગ્રન્થોનું પુનર્મુદ્રણ કાર્ય કરીને એમનું આયુષ્ય વધારી દેવાનું મંગળમય કાર્ય. અને....

(૨) શાસ્ત્રોક્ત સિદ્ધાન્તોને અદ્યતનશૈલિએ ગુજરાતી વગેરે ભાષાઓમાં રજૂ કરવા માટે તમામ લેખકોને આમન્ત્રણ આપીને તેનો સારામાં સારો લાભ ઉઠાવવાનું બીજું કાર્ય.

આ યોજનાઓ એટલે આધ્યાત્મિકભાવોને વિશ્વમાં ગૂંજતા કરી મૂકવાની કલ્યાણકારિણી આરાધનાઓ.

પ. પૂ. મુનિરાજ શ્રીચન્દ્રશેખરવિજયજીની સંપૂર્ણ દેખરેખ નીચે આ બે ય કાર્યો અમે ઝડપી વેગથી કરી રહ્યાં છીએ.

જેમ જેમ અમને જ્ઞાનખાતાની સંઘગત કે વ્યક્તિગત રકમો મળે છે તેમ તેમ અમે શાસ્ત્રગ્રન્થોનું પુનર્મુદ્રણ કાર્ય કરતા રહીએ છીએ. આજ સુધીમાં અમે ઉપદેશ રહસ્ય ( સંસ્કૃત ) ગ્રન્થ (મૂ. રૂ. ૧૧-૫૦ પો. ખર્ચ સાથે) પ્રકાશિત કર્યો અને હવે ઉપમિતિભવપ્રપંચા કથા ( સંસ્કૃત ) નો પ્રથમ વિભાગ ટૂંક સમયમાં જ પ્રકાશિત થઈ જશે. ત્યાર બાદ કલ્પસૂત્ર સુબોધિકાનું પુનર્મુદ્રણ કાર્ય આરંભવાની અમારી મંગળ ભાવના છે. આ આયોજનથી અમે બે વિશિષ્ટ લાભો જોઈ રહ્યા છીએ.— (૧) શાસ્ત્રગ્રન્થોને જીવનદાન. (૨) જ્ઞાનદ્રવ્યની અઢળક રકમના ભાવી શક્ય દુરૂપયોગનું નિવારણ અને એનો સુંદરમાં સુંદર વિનિયોગ.

જ્ઞાનખાતાના તમામ વહીવટદારોને અમારી વિનંતિ છે કે તેઓ આ સંસ્થાને વધુમાં વધુ રકમ આપીને જ્ઞાનનો અને જ્ઞાનદ્રવ્યનો વિનાશ થતો અટકાવે.

(૪) અદ્યતનશૈલિએ ગુજરાતી વગેરે ભાષામાં આધ્યાત્મિક ચિંતન રજૂ કરવાના અમારા મંગળ આયોજનના ઉપક્રમે અમે આજ સુધીમાં નવ પુસ્તકો પ્રગટ કર્યાં એક જ વર્ષમાં એમાંના પાંચ પુસ્તકોની આઠ હજાર નકલોનું વેચાણ થઈ ગયું એ જ એ પુસ્તકોની વિશિષ્ટતાને સૂચવે છે.

પ્રકાશિત થયેલાં નવ પુસ્તકોનાં નામો આ પ્રમાણે છે. (૧) સાધનાની પગદંડીએ. (૨) શરણાગતિ. (૩) વિરાગની મસ્તી. (૪) ઊંડા અંધારેથી... (૫) અધ્યાત્મસાર—ભાવાનુવાદ. (૬) વંદના. (૭) ગુરુમાતા. (૮) વિરાટ જાગે છે ત્યારે. (૯) મહાપંથનાં અજવાળાં. (૧૦) જૈન દર્શનમાં કર્મવાદ. (૧૧) જ્ઞાનસાર ભા. ૧.

પૂજ્ય મુનિરાજ શ્રીચન્દ્રશેખરવિજયજીએ પોતાનાં લખેલાં બીજાં નવ પુસ્તકો અમને પ્રકાશિત કરવા આપી રાખ્યાં છે તે બદલ અમે તેમના ખૂબ જ ઋણી છીએ. જેમ જેમ અમને આર્થિક અનુકૂળતા સાંપડતી જશે તેમ તેમ અમે એ પુસ્તકોને પ્રગટ કરતા રહીશું.

કમલ પ્રકાશન સંસ્થાનું પબ્લિક ટ્રસ્ટ કરવામાં આવ્યું છે તેથી દાનવીરોને બંધારણની ૧૫ B કલમ મુજબ કરમુક્તિનો લાભ પ્રાપ્ત થશે.

આ સહુને અમારી વિનમ્ર વિનંતિ છે કે આપ સહુ આ સંસ્થાને દાન કરીને શ્રુતભક્તિનો અપૂર્વ લાભ ઉઠાવશો.

પ્રાચીન અને અર્વાચીન સાહિત્યના પ્રકાશન અંગેની માહિતીઓ પ્રાપ્ત કરવા માટે તથા સભ્યપદની યોજના જાણવા માટે આપ અમારા આવેદનપત્રો અવશ્ય મંગાવી લેશો.

લિ.

પ્રફુલ્લ કાન્તિલાલ શાહ.
સુબોધચન્દ્ર લાલભાઈ
જશવંતલાલ સાંકળચંદ શાહ
કમલપ્રકાશન ટ્રસ્ટીમંડળ

## : અમારી સંસ્થાના કુટુંબીજનો :

[ ઉદારચરિત–સભ્યનામાવલિ ]

શેઠશ્રી શાન્તિદાસ ખેતસી ચેરીટેબલ ટ્રસ્ટ તરફથી કમલ-પ્રકાશનને ઝડપી પ્રકાશન બનાવવા માટે જે વિશિષ્ટ સહાય મળી છે તેને અત્રે અમે કૃતજ્ઞતાભાવથી યાદ કરીએ છીએ.

**શ્રુતસમુદ્ધારક : [ રૂા. ૧૧૦૦૧ ]**

શેઠશ્રી શાન્તિદાસ ખેતસી ચેરીટેબલ ટ્રસ્ટ

**શ્રુતાનુરાગી : [ રૂા. ૧૦૦૧ ]**

[૧] શ્રી માંડલિકભાઈ જે. ઝવેરી

[૨] શ્રી સુબોધચન્દ્ર લાલભાઈ

[૩] શ્રી કંવરલાલ હીરાલાલજી પારેખ

[૪] શ્રી અચલગચ્છ જૈન પેઢી

[૫] શ્રી સુધારાખાતાની પેઢી મહેસાણા

[૬] શ્રી શાન્તિનગર જૈન. શ્વે. મૂ. સંઘ. શાન્તિનગર, અમદાવાદ.

–: પ્રાપ્તિસ્થાન :–

સોમચંદ ડી. શાહ
'સુઘોષા' કાર્યાલય
જીવનનિવાસ સામે
પાલીતાણા.

*

જશવંતલાલ ગિરધરલાલ
દોશીવાડાની પોળ
અમદાવાદ

*

સેવંતીલાલ વી. જૈન
૨૦, મહાજનગલી, ૧લે માળે,
ઝવેરી બજાર,
મુંબઈ–૨.

*

ભુરાલાલ પંડિત
સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના, રતનપોળ,
અમદાવાદ.

ઓફિસ :
કમલ પ્રકાશન
C/o. એટલાસ એજન્સીઝ
૫૦૮૨/૨ બીજે માળે,
રતનપોળ નાકા,
ગાંધીરોડ, અમદાવાદ–૧

## પ્રસ્તાવના :

જ્ઞાનસારના પ્રથમ અગીઆર અષ્ટકો ઉપર જે કાંઈ સૂઝયું તે અહીં લખ્યું છે. જ્ઞાનસાર ઉપર લખવું તે એક એવો દુઃશક્ય પ્રયાસ છે જે ટાંચણી વડે ડુંગર ખોતરવા જેવું છે કે ચમચી વડે અરબી સમુદ્રને ઉલેચવા જેવું છે. કયાં એ મહાપ્રાજ્ઞ પૂજ્ય ઉપાધ્યાયજી યશોવિજયજીની અધ્યાત્મ–સમૃદ્ધ–પ્રતિભા અને કયાં આ ૨૦ મી સદીના માનવીની કમજોર સાત્વિકતા! એક વિનમ્ર ભક્તિભાવથી આ જ્ઞાનસાર ઉપર લખવા કલમ હાથમાં લીધી તેમાં પૂજ્ય વ્યક્તિનો આગ્રહ પણ કારણભૂત હતો.

પૂજ્ય ઉપાધ્યાયજીના હૃદયમાં જ્ઞાનોદધિના ઉછળતાં તરંગો જે રસ છંટકાવ કરતા હતા તેની એકાદ છાંટ મારા પામર હૃદયને પણ લાગી જાય તેવા લોભથી મેં આ લખવાનું શરૂ કર્યું. લખતી વખતે હું જાણતો ન હતો કે હું સપાટી ઉપર અંગૂઠો ખોતરતો હતો કે ઊંડાણનાં અવગાહનમાં મોતીની છીપ એકઠી કરતો હતો. શું લખાયું ન લખાયું, તેની બહુ મને ખબર નથી પણ લખતી વખતે જાણે કે એ મુછાળી સરસ્વતી પૂજ્ય ઉપાધ્યાયજીના ખોળામાં માથું મૂકીને મીઠું નિદ્રાચેન લેતો હોઉં તેમ લાગતું. એક વાત હું માનું છું કે આપણી હોંશિયારીથી કશું જ થતું નથી. મહાપુરૂષોની કરૂણાથી એક

કયા શબ્દોમાં માનવો ? આશા છે તે ત્રિપુટીની જે શુભ ભાવના ઉચ્ચ જ્ઞાનપ્રચારની છે તેમાં મારો આ નાનકડો પ્રયાસ તેઓને ઉપયોગી થશે.

આ આખા ગ્રંથમાં વીતરાગદેવની આજ્ઞા પ્રત્યે બહુમાન રાખીને લખવા પ્રયાસ કર્યો છે છતાં તેમાં જાણ્યે કે અજાણ્યે શાસ્ત્ર વિરુધ્ધ કંઈપણ આવી ગયું હોય તો પૂજ્ય વર્ગ મને ક્ષમા કરે.

'શાકુંતલ'
માનવ મંદિર રોડ, **વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ**
વાલકેશ્વર, મુંબઈ—૬

# વિષયાનુક્રમ

# જ્ઞાનસાર

ભાગ ૧.



લેખક

શ્રી વસંતલાલ કાન્તિલાલ ઇશ્વરલાલ

(૧) ગુરુમાતા (૨) વિરાટ જાગે છે ત્યારે (૩) વંદના (૪) મહાપંથનાં અજવાળાં (૫) મહાભિનિષ્ક્રમણ.

આ પાંચ પુસ્તકોમાં મુનિજીવનને ખૂબ જ ઉપયોગી નીવડે તેવું ચિંતન—મંથન ઠાંસી ઠાંસીને ભરવામાં આવ્યું છે, એટલે આ પુસ્તકો પૂજ્યોને જ વધુ મળે તે ઇચ્છનીય છે. સંસ્થાને જ્ઞાનદ્રવ્યની જેમ જેમ વધુ રકમ પ્રાપ્ત થશે તેમ તેમ આ પાંચ પુસ્તકો પૂજ્યોના કરકમલમાં વધુને વધુ સંખ્યામાં આપવાની અભિલાષા છે.

(૧) પૂર્ણતા

એક ભુખરો પત્થર છે. ( Graphite )

એક ટાંકણું છે. ( Chisel ) અને શિલ્પીનાં સ્વપ્નઘેરાં પ્રેરણાચક્ષુમાં એક માનસિક આકૃતિ છે (design). ભુખરો પત્થર ટાંકણુ અને માનસિક આકૃતિનાં છંદાત્મક સંયોજનથી રચાય છે એક અમર કળાનું જીવંત કાવ્ય. એક એવી કૃતિ સર્જાય છે જે કરોડો રોમરાજીને પુલકીત કરે છે. જેને જોતાં સ્વપ્નાં મ્હેકી ઊઠે છે. શ્વાસ સુગંધીત બને છે: નયનો પ્રકાશથી પ્રજળી ઉઠે છે.

જીવનશિલ્પની રચનામાં પણ આ ત્રણ કાચી સાધન સામગ્રી જોઈએ.

ભુખરો પત્થર તે જીવન જ્યાં સૌંદર્ય રમતું ઠરવાનું છે.

પુરુષાર્થ તે ટાંકણું છે. પુરુષાર્થ એટલે સમય શકિત અને સાધનનો સદુપયોગ.

અને જીવનનો હેતુ તે માનસિક આકૃતિ છે; યોજના છે.

અને આ ત્રણ જાદુઈ કરામતમાંથી પરિણમે છે એક સાધનાદેવીનું ભુવન મોહક શિલ્પ.

આમાં સૌ પ્રથમ જરૂર, આપણે કેવાં થવું છે.' તેની માનસિક આકૃતિની છે. હેતુની છે; સાધનાનું લક્ષ્ય શોધવાની છે. પૂર્ણતા તે જીવનનો હેતુ છે.

ધર્મ એટલે જ અપૂર્ણમાંથી પૂર્ણ બનવાનો વૈજ્ઞાનિક પ્રયોગ જે અપ્રગટ છે તેને પ્રગટ કરવાનું છે. જે તળિયે છે તેને સપાટી ઉપર લાવવાનું છે જે માનસિક આકૃતિરૂપ છે, તેને પ્રત્યક્ષ કૃતિરૂપ બનાવવાનું છે જે માત્ર શબ્દ વિચાર અને ભાવનામાં છે તેનું જીવનનાં વિદ્યુતમય પ્રકાશમાં પરિવર્તન કરવાનું છે, નરી વાસ્તવિકતામાં તેને જડી દેવાનું છે. પછી હૃદયનો એક શાંત વિચાર વાવાઝોડાનો વેગ પકડે છે.

પછી તો વૃક્ષો કૈંકાઈ જાય છે. હોડીઓ ઊંધી વળે છે. નદીઓના કાંઠા ડૂબી જાય છે અને જે માત્ર ક્ષણિક શાંત વિચાર હતો તે આગમય ક્રાંતિ બની

જીવનને એક આત્મસાક્ષાત્કારનું તપોવન બનાવી દે છે. પણ આ બધાનાં મૂળમાં છે; પૂર્ણતાનું સ્વપ્ન : 'હું પૂર્ણ બનું' નું આક્રંદન.

ભુખરા પત્થરમાંથી શું બનવાનું છે તેની માનસિક આકૃતિ જ ન હોત તો ભુખરો પત્થર કાંઈ દિવ્ય ઘાટઘડામણ ન પામત.

યોજના અને ગતિ તેનો વેગ, હેતુમાંથી મેળવે છે, સ્વદર્શન તે હેતુની સ્વીકૃતિ છે. ધ્યેયનો સતત સ્વીકાર છે. અપૂર્ણતાનો સર્વથા છેદ ઉડાડી જે પૂર્ણતાના લક્ષ્યે દૃષ્ટિ સાંધી રાખે છે. તેનું દર્શન શુદ્ધ છે. દૃષ્ટિ સાચી હશે તો ગતિમાં જડતા નહીં આવે. દૃષ્ટિની મલિનતા સાથે ગતિની જડતાનો રહસ્યમય સંબંધ છે.

જ્ઞાન અને આનંદના નજીવા અંશો ઉપર આપણે ઊભા છીએ. જ્ઞાનસત્તા અને આનંદનું સર્વોચ્ચ બિંદુ આપણે સિદ્ધ કરવું છે. જે મારું છે તે મારે મેળવવું છે. એમાં નવાઈની કશી અદ્ભુત વાત નથી. સીધું સાદુ સરળ આ સત્ય છે કે હું જેવો છું તેવો બની રહું. સત્ય હંમેશાં આવી મોહક સાદાઈથી ઉજ્જવળ છે. જે હું નથી તે હું કેમ રહું ? જે હું છું તે જ રહું. આ સાદી વાતમા શાસ્ત્રનું ગહન ઊંડાણ સમાયું છે.

છીપની પૂર્ણતા તેનું મોતી છે. નારીની પૂર્ણતા તેનું માતૃત્વ છે. મેંદીની પૂર્ણતા હથેલીની લાલ રંગોળી છે. ધૂપસળીની પૂર્ણતા તેની મઘમઘતી સુવાસ છે. આત્માની પૂર્ણતા જ્ઞાન, આનંદ અને સત્તાનો અક્ષય રસ-ભંડાર છે.

સ્વયંપૂર્ણ આત્મા તેની સ્વાભાવિક મીઠાશમાં અનંતકાળ ઘેરાયેલો રહે છે અને દુનિયા તરફ પાંપણ પણ ઊંચી કરતો નથી. આજ તેની પૂર્ણતા છે. ત્યાં સપાટીની ગુંગળામણ નથી. અતળ તળિયામાં ખોવાઈ જવાનો ચકચૂર કેફ છે-માદક નશો છે.

પૂર્ણ આત્મા બધું જ પૂર્ણ જુએ છે. જેવી વ્યક્તિ તેવું તેનું વિશ્વ. એક શ્રીમંત બાળકીએ અમેરિકાની સ્કૂલમાં ગરીબાઈ ઉપર નિબંધ લખ્યો. તેમાં લખ્યું કે બિચારા ગરીબનો ડ્રાઈવર પણ ગરીબ હતો. તે ગરીબ બિચારાનો રસોઈયો પણ ગરીબ અને માળી પણ ગરીબ હતો. બિચારી તે શ્રીમંત બાળકી! તેની દૃષ્ટિએ જોતી હતી કે ગરીબને પણ ડ્રાઈવર, રસોઈયો અને માળી તો હશે જ.

હનુમાનજીની આંખ રાવણ ઉપર ગુસ્સાથી લાલ થઈ હતી. અશોકવાટિકાનાં સફેદ પુષ્પો પણ તેમને લાલ દેખાયા. બહારનાં વિશ્વના નકશાની રહસ્ય ગાથી નાનકડી આ આંખની કીકીમાં છે. જેવો તમારો ઉછેર

તેવું દુનિયાનું અંધારણ. તમારી આંખની કીકી ભયથી વિહ્વલ હશે તો દુનિયામાં તમને માત્ર ધરતીકંપો અને જ્વાલામુખી જ દેખાશે. હસતાને બે દિવસ વચ્ચે એક રાત દેખાય છે, રોતાને બે રાત વચ્ચે એક દિવસ દેખાય છે.

જે કરોડપતિ છે તેને મુંબઈ શહેર વિલાસનગરી દેખાય છે. પણ તે જ કરોડપતિને ફૂટપાથ ઉપર સૂવાનો વખત આવે તો આ જ મુંબઈ નગરી તેને ક્રૂર મશ્કરી કરતી હોય અને ધબ્બો મારી પછાડતી હોય તેમ લાગે છે.

આથી જ દુનિયા બદલવી હશે તો પહેલાં જાત બદલવી પડશે. કાળું ટપકું અરીસા ઉપર નથી તમારા ગાલ ઉપર છે. ચહેરો ધોઇ નાંખો અને અરીસો સ્વચ્છ થઈ જશે. દુનિયાને પૂર્ણ કરવી હશે તો પહેલાં આપણે પૂર્ણ થવું પડશે. સફળ ક્રાંતિનું આ મહત્ત્વપૂર્ણ સૂચન છે.

જેનું ખીસું કપાઈ ગયું છે તેને દુનિયા બધી ચોર લાગે છે, જે માંદો છે તેને પાણી પણ કડવું લાગે છે, કીડીને મન સાકરનો ગાંગડો તે સ્વર્ગની રચના છે. સુખીને દુનિયા સુખી દેખાય છે. દુનિયા તો જે છે તે જ છે. માનવીનાં મૂલ્યાંકનો તેની વિકાસ-ભૂમિકા પ્રમાણે બદલાય છે. પૂર્ણને બધું જ પૂર્ણ

દેખાય છે. આથી જ દુઃખી દુનિયાનું મૂળ દુનિયાની ભૂલભરેલી રચનામાં નથી પણ દૃષ્ટિની અજ્ઞાનતામાં છે; આત્મા આત્માને જાણતો નથી તે અજ્ઞાનમાં છે.

જ્ઞાનસારમાં આ પૂર્ણતાનાં બે પ્રકાર કહ્યા છે. પહેલી છે સ્વાભાવિક પૂર્ણતા. બીજી છે વૈભાવિક પૂર્ણતા.

સ્વાભાવિક પૂર્ણતા ચંદનગંધ ન્યાયે આત્મામાંથી નિષ્કારણ પ્રસરે છે. કશું ઉમેરવાથી તે આવતી નથી, પણ અત્યારે જે છે તે બધું બાદ કરવાથી–ખસેડી નાંખવાથી આવે છે. વૈભાવિક પૂર્ણતા માની લીધેલી પૂર્ણતા છે. જડપરમાણુંની વિદેશી મદદથી, ઉછીની શોભાથી જે ક્ષણિક મલકાટ આવે છે તે છે, એ પૂર્ણતા નથી. સ્વરૂપ ભ્રષ્ટ આત્માના પૂર્ણતા માટેના નિષ્ફળ, કરુણ ફાંફાં છે, ધમપછાડા છે. જે કોઈ કાળે તેનું થનાર નથી અને કયારેય હતું નહીં તેવા પર-સ્વરૂપ સાથેનો મૂર્ખાઈભર્યો સંવનનકાળ પૂર્ણતા શું લાવી દેશે ? દેવાળુ પેઢીના હિસાબી ચોપડામાં સુવર્ણશાહી કેવી ?

સહજ પૂર્ણતા માટે પૂ. ઉપાધ્યાયજીએ ૨ સુંદર ઉપમાઓ આપી છે. તેમાં પહેલી છે—

स्तिमितोदधि संन्निभः ।

ભરતીઓટ વિનાનાં સમુદ્ર જેવી એ પૂર્ણસ્થિતિ છે, જ્યાં તૃષ્ણાનાં મોજાંઓ ઉછળીને પટકાતા નથી સહજ પ્રસન્નતાની શાંત સપાટી જયાં સતત જળવાય છે

આવો નિશ્ચલ સમુદ્ર જુઓ ત્યારે યાદ કરજો કે હું પણ આની જેમ મારી અગણિત આત્મિક તાકાતોમાં શાંત અને સ્થિર થયો છું. જેમ જેમ શાંત અને સ્થિર થશું કે પૂર્ણતા પ્રગટતી જશે.

આજે અશાંતિ અને અસ્થિરતા કેટલી વધી ગઈ છે? પિતા તેનાં બાળકને રમાડતાં પણ એક આંખ ઘડિયાળ ઉપર રાખે છે. પગપાળા પ્રવાસની જગ્યાએ હેલીકોપ્ટર અને જેટ આવ્યા છે. જાણે કે માનવીના પગ ઘડિયાળના કાંટા સાથે બંધાઈ ગયા છે.

એક દિવસમાં લંડનમાં લંચ લઇ ન્યુયોર્કમાં ડીનર લેનાર આજે સફળ માનવી ગણાય છે. પણ ઝડપ વધતાં જ માનસિક સ્થિતિ તંગ બને છે. અને હાઈપર ટેન્શન (Hyper tension) નાં રોગો બ્લડ પ્રેશર, હાર્ટ એટેક અને સ્ટમક અલ્સર થાય છે.

જીવનનો આ કરૂણ્કેજ બિમાર મનનું પરિણામ છે. અસ્થિર અને અશાંત મન તે ભૌતિકવાદનનું અનિવાર્ય પરિણામ છે.

યોગ મનને સ્થિર અને શાંત કરે છે. કાળો નાગ પણ ગળે લટકાય તો પણ યોગીની પાંપણ ફરતી નથી. અને આજે બારણે ટકોરા પડે તો કોન્શીયસમેન્ટવાળા આવ્યા કહી ટાઢ ચડે છે. આથી

જ તો માનવી અપૂર્ણ છે, પુર્ણતા લાવવા શાંત અને સ્થિર થવું પડશે.

સ્વાભાવિક પૂર્ણતાની બીજી ઉપમા जात्यरत्न विभानिभा ।—પૂ. ઉપાધ્યાયજીએ આ બીજી ઉપમા પુર્ણ આત્માના માટે આપી છે.

પ્રકાશ તો ઘાસના તણખલાનો પણ હોય ! સળગતા છાણનો પણ હોય ! અને ટમટમતા માટીના કોડિયાનો પણ હોય ! પણ જે ક્ષણજીવી છે તેને શાશ્વત આત્મા સંઘરે શું કરવા ! ચૂલાનો અંગારો અને ઘીનો દીવો પણ બુઝાઈ જાય છે, પણ શ્રેષ્ઠ રત્નની કાંતિ છે. તેની પાસેથી તો કાળ પણ મ્હોં ફેરવી લે છે. તેથી રત્નનું તેજ એકધારું વહી જાય છે. પૂર્ણ આત્માની અનંત ચિદાનંદધારા ઓલવાયા વિના સતતપણે સહજ સ્ફુરણા પામે છે. રત્નનાં કણોકણમાં જેમ તે અક્ષીણ કાંતિ વ્યાપ્ત છે, તેમ આત્માના પ્રદેશેપ્રદેશમાં પૂર્ણતા વ્યાપ્ત છે.

તે પૂર્ણતા ઉદય નથી પામી. કેમ કે જે ઉદય પામે છે તે અસ્ત પણ પામે છે. તે પૂર્ણતા સદા હતી જ. માત્ર અંદર હતી તે બહાર આવી છે, અપ્રગટ હતી તે પ્રગટ થઈ છે. જે હતી જ નહિ. તે ક્યારેય થશે નહિ. માત્ર અજ્ઞાનમાં દટાઈ હતી.

જ્ઞાનની કોદાળીથી તે પૂર્ણતાને જરાક ખોદી કાઢી બહાર દૃષ્ટિપ્રદેશમાં રોપી છે !

જાતિવંત ઉત્તમ રત્નની કાંતિ જુઓ ત્યારે તમારા પૂર્ણ આત્માને યાદ કરો અને ભુલાયેલા આત્મસ્વરૂપ માટે મંથન અને મથામણ કરો.

સત્યને પ્રાપ્ત કરવાનો એકમાત્ર રાજમાર્ગ છે- મંથન અને મથામણની પ્રસવવેદના.

સ્વાભાવિક પૂર્ણતા માટે જેમ ઉપાધ્યાયજીએ એ ઉપમા આપી છે તેમ વૈભાવિક પૂર્ણતા માટે પણ ઉપમા આપી છે.

पूर्णता या परोपाधेः सा याचितकमंडनम् ।

વૈભાવિક પૂર્ણતા ઉછીના માગી લાવેલા પાડોશીના ઘરેણાં જેવી છે. જે ઉછીનું માગી લાવ્યા તેને પાછું આપવું જ પડશે. મકાન, મિલકત, મોટર અને આ જડપદાર્થો તમારા નામ ઉપર હશે છતાં તે ઉછીના છે, મૂળ માલીકીનો હક્ક તમારો નથી. કાળપુરૂષની જપ્તિનું વોરંટ આવશે જ, અને જે વસ્તુ તમે છાતીએ વળગાડી વટનો ખોંખારો ખાતા હતા તે જ વસ્તુ કાળક્રમે તમારી પીઠ પાછળ દાંતિયા કાઢી તમને અંગૂઠા દેખાડશે.

શાલિભદ્રજીને આ સામાન્ય તત્ત્વ અસામાન્ય

વેગથી સમજાયું કે, "આપણી વસ્તુ ઉપર જ આપણી માલિકી રહે છે, બીજી વસ્તુ ઉપર નહિ." અને તે મહાસત્વ બત્રીશ રૂપરાણીને છોડીને સાતમે માળથી ઊતરી ગયા.

ફ્રેન્ચ લેખક મોંપાસાંની "The necklace" "બનાવટી હાર" ની વાર્તા વાંચો તો ખ્યાલ આવે કે ઉછીની વસ્તુઓ કેટલી મોંઘી પડે છે.

એક નિર્ધન સ્ત્રીએ કોઈક લગ્ન પ્રસંગે પાડોશમાંથી ઉછીની મોતીની માળા માંગી. પ્રસંગ પૂરો થતાં તેને ખબર પડી કે તે મોતીની માળા ખોવાઈ ગઈ છે. બે વર્ષ સુધી ખૂબ કરકસર કરી પૈસા ભેગા કરી તેવીજ મોતીની માળા તેણે ખરીદી. અને પાડોશીને આપી. આખી વાતની પાડોશીને ખબર પડી ત્યારે પાડોશીએ તે નિર્ધન સ્ત્રીને કહ્યું કે તે મોતીની માળા તો નજીવી કિંમતની બનાવટી મોતીની હતી. અને તેથી જ તો તેણીએ તે માળાની ઉઘરાણી નહોતી કરી! જીવન ભરની કાળી મજુરી દેવું ચુકવવા તે સ્ત્રીને કરવી પડી!

આ સ્વભાવિક પૂર્ણતાનો ભ્રમ પૂરો કરવા આપણે પણ જીવનભર કાળી વેઠ કરીએ છીએ. વણઝારાના પોઠીયા બની લોહીનું પાણી કરીએ છીએ. એવી વસ્તુ માટે કે જે બનાવટી છે અને નજીવી કિંમતની છે!

સ્વર્ગના દેવતાઓ પાસે આ વૈભાવિક પૂર્ણતા છે. પણ આયુષ્યનાં ૭ માસ બાકી રહે કે આ પૂર્ણતા વૈભાવિક છે તેનું ભાન ગળાની સુકાતી કુસુમમાળા કરાવે છે પછી શરૂ થાય છે હૃદયભેદી દારૂણ રૂદન! રત્નમય દેવભુવનમાંથી આ વિષ્ટાના કીડારૂપે જન્મવાનું કેવું પતન! ત્યારે તેને ભાન થાય છે કે "સ્વામિનાથ" કહી પોકારતી આ અપ્સરાઓ અને સેવકવર્ગ માત્ર ઉછીનો હતો! માત્ર એક નાટક હતું, જેના તખ્તા ઉપર છેલ્લી ટકોરીએ પડદો પડે છે; રાજા પાછો પગારદાર નોકર બની જાય છે અને નેપથ્યમાં ગયા પછી નળ નીચે મેકઅપની લાલી ધોવાય છે. રાજમુગટ ઉતારી ફાટેલ ફાળિયું પહેરવું પડે છે. રાજદંડને સ્થાને નેતરની સોટી આપે છે. એને સિંહાસનને સ્થાને સ્ટેજપાછળની ત્રણ પાયાની ભાંગેલ ખુરશી મળે છે!

સ્વાભાવિક પૂર્ણતા પતિવ્રતા નારીની જેમ આત્માને છોડતી નથી. બીજના ચાંદની જેમ સતત વર્ધમાન છે. શું આથી જ સિદ્ધશિલા ચોરસ કે લંબગોળ ન હોઈ ને બીજના આકારની હશે?

સંસારની પૂર્ણતા કહેવાય છે પૂર્ણતા પણ છે શૂન્યતા.

સાધુની પૂર્ણતા કહેવાય છે શૂન્યતા પણ છે પૂર્ણતા.

સંસારની પૂર્ણતા–ભેંશના શીંગડાની જેમ તેને જ ભારે પડે તેવી છે. સંસારી તેની જાતને તેના જ ખભા ઉપર ઉપાડવાનો મિથ્યા પ્રયત્ન કરે છે.

ઉમરખય્યામ કહે છે તેમ વૈભાવિક પૂર્ણતા સળગતા રણમાં પીગળતા બરફના ટુકડા જેવી છે.

આનંદઘનજી મહારાજ કહે છે તેમ 'પાણી બીચ પતાસા' જેવી છે.

વૈભાવિક પૂર્ણતામાંથી સુખ મેળવવું તે બકરાની દાઢીમાંથી દુધ કાઢવા જેવું છે. વીંછીના ડંખમાંથી અમૃતકળશ શોધવા જેવું છે.

વિવેકાનંદ કહે છે કે પુદ્‌ગલજન્ય પૂર્ણતામાં એક અંશ સુખ સાથે દશ ટન દુઃખનું ભારખાનું ચાલ્યું આવે છે.

બાવળના કાંટાને ઊંટ ચાવે છે, જડબામાંથી લોહી નીકળે છે. તે લોહીના સ્વાદથી ખુશ થઈ ઊંટ વધુ જોરથી ચાવે છે. કાંટા તેના જડબામાં વધુ જોરથી પેસે છે. આવી જ સ્થિતિ વૈભાવિક પૂર્ણતા શોધનારની છે. શ્રી રામકૃષ્ણ પરમહંસની આ ઉપમા વિચારણીય છે. રૂઆબ જમાવવા જતાં ફજેતી થાય જ છે. તેઓ કહે છે તેમ વળી સંસારની પૂર્ણતા કાંટાના ઝાડ

સંસારની પૂર્ણતા–ભેંશના શીંગડાની જેમ તેને જ ભારે પડે તેવી છે. સંસારી તેની જાતને તેના જ ખભા ઉપર ઉપાડવાનો મિથ્યા પ્રયત્ન કરે છે.

ઉમરખય્યામ કહે છે તેમ વૈભાવિક પૂર્ણતા સળગતા રણમાં પીગળતા બરફના ટુકડા જેવી છે.

આનંદઘનજી મહારાજ કહે છે તેમ 'પાણી બીચ પતાસા' જેવી છે.

વૈભાવિક પૂર્ણતામાંથી સુખ મેળવવું તે બકરાની દાઢીમાંથી દુધ કાઢવા જેવું છે. વીંછીના ડંખમાંથી અમૃતકળશ શોધવા જેવું છે.

વિવેકાનંદ કહે છે કે પુદ્ગલજન્ય પૂર્ણતામાં એક અંશ સુખ સાથે દશ ટન દુઃખનું ભારખાનું ચાલ્યું આવે છે.

બાવળના કાંટાને ઊંટ ચાવે છે, જડબામાંથી લોહી નીકળે છે. તે લોહીના સ્વાદથી ખુશ થઈ ઊંટ વધુ જોરથી ચાવે છે. કાંટા તેના જડબામાં વધુ જોરથી પેસે છે. આવી જ સ્થિતિ વૈભાવિક પૂર્ણતા શોધનારની છે. શ્રી રામકૃષ્ણ પરમહંસની આ ઉપમા વિચારણીય છે. રૂઆબ જમાવવા જતાં રૂંજેતી થાય જ છે. તેઓ કહે છે તેમ વળી સંસારની પૂર્ણતા કાંટાના ઝાડ

શાન્તરસની તૃપ્તિનો ઓડકાર આવશે. અણુબોમ્બથી પણ પ્રચંડ વિસ્ફોટ જગાડનાર આ સૂક્ષ્મ ગણિત છે. પૂર્ણતાની છબી આ અપૂર્ણ=પૂર્ણતાની રહસ્ય ચાવીથી ખુલ્લી થાય છે.

જ્ઞાનસાર ચિત્ત વિજ્ઞાનનો મહાગ્રંથ છે. તેમાં પૂ. ઉપાધ્યાયજીએ પૂર્ણતાને જીવનનું ધ્યેય તરીકે સ્થાપન કર્યું. સ્વાભાવિક અને વૈભાવિક પૂર્ણતાને ઉપમાઓથી સ્પષ્ટ કરીને એ પણ જણાવ્યું કે પૂર્ણ પુરુષની વિશ્વ પ્રત્યે દૃષ્ટિ શું હોય ! અને આખરે પૂર્ણ થવાની પ્રક્રિયા અધ્યાત્મિક ગણિતના સમીકરણ દ્વારા બતાવતાં કહ્યું કે બહારથી જે શૂન્ય છે તે અંતરમાં પૂર્ણ છે. પૂર્ણ વિજ્ઞાન પૂર્ણ માનવીને ઘડશે.

આવા જ્ઞાનમાં મગ્ન જનોના સુખની શી વાત કરીએ એમ ઉપાધ્યાયજી જ્ઞાનસારમાં પૂછે છે. બાર માસનો સાધુપર્યાય પાળનાર, સાધુ બારમા દેવલોકના દેવના સુખને ઓળંગી જાય છે. સાધુનું વળી સુખ કેવું ? માગીને ખાવાનું, લાવવાનું, પહેરવા ઓઢવાનું યે માગીને લાવવાનું. આ દુનિયામાં કોઈ જેનુ નથી તેને વળી આટલું બધું સુખ ?

આત્માની એકલાતામાં ખોવાઈ ને જે જ્ઞાનાનંદ મગ્ન થયો છે તેને આનો જવાબ મળશે. નિશાળની પાટલી ઉપરના ગોખેલા જવાબ અહીં નથી જોઈતા. આત્મમગ્નતાની પ્રસન્ન ભૂમિકા ઉપરથી આ જવાબ મેળવવો રહ્યો. જ્ઞાનના એકાદ રહસ્યનું તળિયું શોધવામાં પણ આ જિંદગી ટૂંકી પડશે.

જે અતળ તળિયાની ડૂબકીમાં મગ્ન છે—સર્વાંગે મગ્ન છે તેને રહસ્ય મળે. સપાટી ઉપર પગ બોળવાથી શું ?

જન્માંધને શી રીતે બતાવવું કે ચક્રવતીનું સ્રીરત્ન કે તેના મહેલના ઝુમ્મર અને ગાલિચા કેવા હોય ? ભોંયરામાં ફાટેલી ચટાઈ ઉપર ઊંધા પડયા રહેનારને શી રીતે બતાવવું કે કંચન જંઘા ઉપરનો સૂર્યોદય કેવો હોય ?

ઉપાધ્યાયજી તો કહે છે; ના ભાઈ જ્ઞાનમગ્ન, ઇંદ્રિયજીત સુખ ચંદનના લેપ સાથે કે પ્રિયાના આલિંગન સાથે સરખાવાય તેવું નથી. ચામડીના સ્પર્શનું સુખ ક્યાં અને લાખ જ્વાલામુખીને હારી નાખનાર સત્યના સ્પર્શનું સુખ ક્યાં! ઇંદ્રિયોની ફુટપટ્ટીથી વિરાટતાનું અતીંદ્રિય સંવેદન ક્યાં મપાય?

કોઈ પણ વ્યકિતનું કોઇ પણ ક્ષેત્ર હોય. આ નિયમના દૃષ્ટાંતો આ પ્રકરણના અંતમાં જોઈશું.

સ્વભાવસુખમગ્ન સાધુ જે જગતનુ તત્ત્વ અવલોકે છે તેને કતૃત્ત્વ નથી રહેતું, માત્ર સાક્ષિત્ત્વ રહે છે. તત્ત્વજ્ઞાનની મોટામાં મોટી ભેટ વ્યથિત માનવને આ છે, કતૃત્વમાંથી મુકત બનો. કેવળ સાક્ષી બનો. વિશ્વનાટકમાં તખ્તા ઉપર જે ખુન અને પ્રેસીડેન્ટ, રાજા અને ભિખારીનો નાટક ચાલે તેનું નેપથ્યમાં કોઈ મૂલ્ય નથી. પ્રેક્ષકોને ઘરે ગયા પછી નાટકની ટિકિટ ફાડી નાંખવાની હોય છે. જેને સાક્ષિત્વની કળા આવડી છે તેને શ્રેષ્ઠ મનોરંજન મળે છે તેનામાં અનુભવની લાલી પ્રગટે છે. શેરીના ભટકતા કુતરા જેમ રોટલાના ટુકડા પાછળ લાલચુ બની પૂંછડી પટપટાવનાર કરતાં તેની ખુમારી જુદી છે.

અધ્યાત્મનો એ પરમ સંદેશ છે કે સાક્ષી બનો, કર્તા ન બનો. વિશ્વનાટકના હાસ્યકરૂણ રસનું તટસ્થ અવલોકન કરો. દ્રવ્ય ગુણપર્યાયનું તત્વજ્ઞાન પ્રત્યેક સંસારઘટનામાં લગાડો. ડોકટર એપેન્ડીક્ષનું કાપેલું આંતરડું જે રીતે જુવે છે તે રીતે સંસારચિત્ર જુવો. યોગ્ય અંતરે દૂર ઉભા રહીને જુવો.

આપણે આંખ બંધ કરી સ્વતત્ત્વના ઉંડાણમાં જોવા પ્રયત્ન કરીશું તો આપણનેસાતમી નરકનો મહાતમ અંધકાર જ દેખાશે. જ્ઞાનમગ્નને સ્વતત્ત્વમાં

કોઈ પણ વ્યકિતનું કોઈ પણ ક્ષેત્ર હોય. આ નિયમનાં દૃષ્ટાંતો આ પ્રકરણના અંતમાં જોઈશું.

સ્વભાવસુખમગ્ન સાધુ જે જગતનું તત્ત્વ અવલોકે છે તેને કર્તૃત્વ નથી રહેતું, માત્ર સાક્ષિત્વ રહે છે. તત્ત્વજ્ઞાનની મોટામાં મોટી ભેટ વ્યથિત માનવને આ છે, કર્તૃત્વમાંથી મુકત બનો. કેવળ સાક્ષી બનો. વિશ્વનાટકમાં તખ્તા ઉપર જે પ્યુન અને પ્રેસીડેન્ટ, રાજા અને ભિખારીનો નાટક ચાલે તેનું નેપથ્યમાં કોઈ મૂલ્ય નથી. પ્રેક્ષકોને ઘરે ગયા પછી નાટકની ટિકિટ ફાડી નાંખવાની હોય છે. જેને સાક્ષિત્વની કળા આવડી છે તેને શ્રેષ્ઠ મનોરંજન મળે છે તેનામાં અનુભવની લાલી પ્રગટે છે. શેરીના ભટકતા કુતરા જેમ રોટલાના ટુકડા પાછળ લાલચુ બની પૂંછડી પટપટાવનાર કરતાં તેની ખુમારી જુદી છે.

અધ્યાત્મનો એ પરમ સંદેશ છે કે સાક્ષી બનો, કર્તા ન બનો. વિશ્વનાટકના હાસ્યકરૂણ રસનું તટસ્થ અવલોકન કરો. દ્રવ્ય ગુણપર્યાયનું તત્વજ્ઞાન પ્રત્યેક સંસારઘટનામાં લગાડો. ડોકટર એપેન્ડીક્ષનું કાપેલું આંતરડું જે રીતે જુવે છે તે રીતે સંસારચિત્ર જુવો. યોગ્ય અંતરે દૂર ઉભા રહીને જુવો.

આપણે આંખ બંધ કરી સ્વત્વના ઉંડાણમાં જોવા પ્રયત્ન કરીશું તો આપણનેસાતમી નરકનો મહાતમ અંધકાર જ દેખાશે. જ્ઞાનમગ્નને સ્વત્વમાં

વસ્તુની આસપાસ બહારથી આંટા મારે છે તેને માત્ર વિગતો (Facts) મળે છે પણ વિગતો તે સત્ય નથી. (Facts are not Truth) જ્યારે મગ્નતા દ્વારા વસ્તુની આરપાર તેને વીંધી નાંખો છો ત્યારે તે વસ્તુના તમામ રહસ્યો ખુલ્લા થાય છે. તે વસ્તુને સમગ્રતાથી તમે જાણો છો. અને એક ને જાણવાથી સર્વત્ર જણાય છે.

પરમ સત્યની એક ઝલક (glimpse) આવે છે અને આપણું ચિત્ત ચોરાઈ જાય છે. પૂ. યશો વિજયજી જેમ તે ગાય છે. "સ્વામી ! તુમે કાંઈ કામણ કીધું ચિત્તડું મારું ચોરી લીધું."

આત્મમગ્નતા આ રીતે શરૂ થાય છે. ધ્યેય પ્રત્યે આંતરિક આકર્ષણ થયું કે મગ્નતાની પ્રક્રિયા શરૂ થઈ. જેમ સાધ્ય વધુ સ્પષ્ટ આકાર પકડે છે તેમ મગ્નતા ઘેરી બને છે. બાહ્ય દબાણથી મગ્નતા કયારેય આવતી નથી આંતરિક આકર્ષણથી મગ્નતા આવે છે. સ્વત્વની એક ઝલક (glimpse) તેનો પરચો આપે અને આકર્ષણ શરૂ થાય છે, સાધ્યની મીઠાશ સ્વપ્ના બનીને રાતદિન સતાવે છે.

સ્વસંવેદન જો એકવાર થાય તો બહારના જગતની

આપણે ચૈતન્યનું મૂલ્ય બહુ ઓછું આંક્યું હતું તે પણ જીવલેણ ભૂલ હતી. જેનું મૂલ્યાંકન આવડ્યું કે સત્ય અસત્યની યોગ્ય સ્થાન બદલી થશે. જોડા સાફ કરનાર જ્યાં બેસવો જોઈએ ત્યાં મુગટ પહેરનાર પછી બેસશે નહિ. કારણ જોડાં અને મુગટનું મૂલ્ય શું છે તે સમજાયું છે. આને તો સત્ય અસત્યની સ્થાન બદલી થઈ છે. કંચન કામિની અને કીર્તિનું મૂલ્ય પછી નહિવત થશે. એટલે ત્યાંથી મગ્નતા તૂટશે. ધૂળ ઢેફામાં મગ્નતા આવતી નથી. મગ્નતા તો રત્નચિંતા મણિમાં આવે.

કેવળ જ્ઞાનનું મૂલ્ય સમજાશે. તેમાં મગ્નતા પ્રગટશે.

"અપને ખ્યાલ પકેમેં ખેલેં, કરેં શત્રુકા ચુરા.
પ્રભુ મેરે તું સબ વાતે પુરા."

આજે ધાર્મિક વાતાવરણમાં મગ્નતા નથી આવતી. ઝોકાં આવે છે. રેસકોર્સના દોડતા ઘોડામાં જે મગ્નતા છે કે સિનેમા જગતના ખોખા અને પુંઠાના જે સેટિંગ્સ પરદા ઉપર જોવામાં જે મગ્નતા છે તેના સહસ્રાંશની મગ્નતા પણ શાસ્ત્રના એક સૂત્રમાં કે મંદિરનાં દેવમાં નથી આવતી.

સ્વાધ્યાય તે નિસર્ગના મહાસત્યોમાં મગ્નતા છે. આ મગ્નતા જ્યારે અણી શુદ્ધ સ્વરૂપ લે છે ત્યારે ધ્યાન બને છે.

અહિંસા તે સકળ જીવરાશિ સાથે એકતા અનુભવતી મગ્નતા છે. જ્યાં દ્વતભાવ આવ્યો કે મગ્નતા તૂટી ગઈ.

વેદાંતનું અદ્વૈત, સૂફીનો આશુકમાશુકભાવ કે જૈનોનું સામાયિક તે સ્વાભાવાદ્વત મગ્નતા જ છે. વેપાર પણ અર્થોપાર્જનની મગ્નતા છે. મગ્નતા સિવાય છે પણ શું ? જ્યારે ખરી મગ્નતા આવે છે ત્યારે ધર્મ કલાક બે કલાકનો પ્રશ્ન નથી રહેતો પણ એક જીવન વ્યાપી વ્યવસાય બને જ્યાં જીવન એક અખંડ યોગ, અખંડ જાપ, અખંડ પૂજા બને છે.

સિદ્ધિપદ તે સાદિ અનંત ભાંગાની મગ્નતા જ છે. તેની મગ્નતાની અખંડિતતાનું બળ પરમ સૌંદર્ય ઐશ્વર્ય અને માધુર્યની ત્રિપુટી જે રસસંવેદન આપે છે તેમાંથી મળે છે. જીવનના વિવિધ ક્ષેત્રે મગ્નતા આવી છે તેઓને ત્યાં પૂર્ણતા મળી છે તેનું સમર્થન કરતાં થોડાં દૃષ્ટાંતો જોઈએ.

એક લુહાર ઘણ ટીપતો હતો. એરણ ઉપર હથોડાના ઘા કરવામાં તે એટલો તો મગ્ન થયો કે

પણ મગ્નતા ન હોય તો શરમ જનક જ છે! ગમે તે દૃષ્ટાંત લ્યો પણ તમને આ ગણિત મળશે જ કે સિદ્ધિ=સાધનામાં મગ્નતા. પૂર્ણતા લાવવી હશે તો મગ્નતા જોઈશે જ. સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામાં મગ્ન થવા જ્ઞાનશકિત અને આનંદના ગુણોમાં મગ્નતા ક્રમશઃ મેળવવી જ રહી.

ગુરુ દ્રોણાચાર્યે એકલવ્યને પૂછ્યું "સામે શું દેખાય છે? સામે સુંદર વૃક્ષ હતું. વૃક્ષને સેંકડો શાખા પ્રશાખા પ્રતિ શાખાઓ હતી. શાખા ઉપર સુવર્ણપક્ષી હતું. પક્ષીને રત્નજડિત આંખ હતી. ચારેબાજુ કોલાહલભર્યો આતુર જનસમુદાય હતો.

એકલવ્યે બાણની પણછ કાન સુધી ખેંચી રાખી હતી. તેણે દ્રોણાચાર્યને જવાબ આપ્યો "ગુરુદેવ! મને તો માત્ર એક રત્નજડિત આંખ જ દેખાય છે."

"બીજું? ઝાડ, ડાળી; પંખી કશું જ નહિં?"

"ના ગુરૂદેવ! કશું જ નહિ. જે વીંધવાનું છે. તે જ માત્ર દેખાય છે."

"ધન્ય એકલવ્ય! બાણ છોડયા વિના પણ તેં તારૂં લક્ષ્ય વીંધ્યું છે. જીવનવિદ્યાનું પણ આ રહસ્ય છે; એકલક્ષ્યતા, મગ્નતા. ઉપર નીચે, આગળપાછળ,

હતી. લખવામાં ખલેલ પડી. તેમણે ઊંચું જોયું. કોઈક સ્ત્રી કોડિયામાં ઘી પૂરતી હતી. આશ્ચર્યથી વાચસ્પતિએ તે સ્ત્રીને પૂછ્યું "કોણ છો તમે ? મોડી રાતે એકલા મારા ઘરમાં ?" "હું છું તમારી પત્ની ભામતી"

"પરણ્યાને વર્ષો થયા પણ મને નથી ઓળખતા ?" બિચારા વાચસ્પતિ ! સર્જનમગ્ન પ્રતિભા સ્થૂલ જગતમાં ભળવાનો અવકાશ ક્યાંથી મેળવે કે તેમની વર્ષો જુની પત્નીને સાથે રહેવા છતાંય ઓળખી શકે ? આવી મગ્નતા વિના સર્જનમાં પ્રાણ નથી આવતો. મસ્તીનું તુફાન ઘૂઘવાતું નથી. વાચસ્પતિ ભામતીને જોઇ રહ્યા. "શું લગ્ન પછી આટલો બધો કાળ વહી ગયો ? ભામતીના માથે સફેદ વાળ જોયા. તેમની કલમ નીચે પડી ગઈ. ભામતીની સાધના પાસે તેમની સાધના નમી પડી. ભામતીનું આ કેવું આત્મવિલોપન ! કેવી પતિ મગ્નતા. જ્યાં બાહ્ય ભાન ભુંસાઈ જાય ત્યાંજ આંતરિક જાગૃતિ, મગ્નતા પ્રગટે.

મહાન વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈનની સિદ્ધિઓથી ખુશ થઇને રોકફેલરે તેને ૪૫ હજાર ડોલરનો ચેક ભેટ મોકલ્યો. પુસ્તનું કેટલામું પાનું વાંચ્યું છે તે યાદ રાખવાની કાપલી તરીકે આઈન્સ્ટાઇને તે ચેકનો ઉપયોગ કર્યો. એક પુસ્તકમાંથી બીજા પુસ્તકમાં ફરતા ફરતા તે ચેક ખોવાઈ ગયો. આઈન્સ્ટાઈને તે ચેક

બધે જ બીજું કશું જ નથી પણ આ અગમ્ય આત્મતત્ત્વનો અફાટ વિસ્તાર છે.

ધ્યાતા: ધ્યાન અને ધ્યેય જ્યાં સુધી ત્રણ જુદા પદાર્થ લાગે ત્યાં સુધી મગ્નતા આવી નથી. ત્રણેને અંતર્ગત કરતી એક વિલાન દશાજ 'લય' છે. ત્યાં વિચાર જગત અને ભાવજગત નથી. કશીજ ક્રિયા-પ્રક્રિયા નથી. એક મહાશૂન્ય તે મગ્નતાનું નામ લે છે કોઈ પણ ક્રિયા ત્યારે જ ફૂળે છે જ્યારે આવી મગ્નતા તેમાં આવે છે.

ક્રિયામાં મગ્નતા લાવશું તો ક્રિયા પૂર્ણ થશે.

માઇકલ એન્જેલો મહાન શિલ્પી હતો. તેને કોઈકે પૂછેલું કે તમે લગ્ન કેમ નથી કરતા ?"

"કળા મારી પત્ની છે. પડછાયાની જેમ તે મારી સાથે રહે છે. તે એટલી ઈર્ષ્યાખોર છે કે બીજી પત્ની મને પરવડે તેમ નથી." આવી કળામગ્નતા એ જ એન્જેલોને શ્રેષ્ઠ શિલ્પી બનાવ્યો.

વાચસ્પતિ તેમની સર્જનકૃતિમાં ગળાબુડ મગ્ન રહેતા. એકવાર મોડી રાત સુધી તેઓ લખતા હતા.

દીવાનું ઘી ખૂટવા આવ્યું હતું. જ્યોત ટમટમતી

હતી. લખવામાં ખલેલ પડી. તેમણે ઊંચું જોયું. કોઈક સ્ત્રી કોડિયામાં ઘી પૂરતી હતી. આશ્ચર્યથી વાચસ્પતિએ તે સ્ત્રીને પૂછ્યું "કોણ છો તમે ? મોડી રાતે એકલા મારા ઘરમાં ?" "હું છું તમારી પત્ની ભામતી"

"પરણ્યાને વર્ષો થયા પણ મને નથી ઓળખતા ?" બિચારા વાચસ્પતિ ! સર્જનમગ્ન પ્રતિભા સ્થૂલ જગતમાં ભળવાનો અવકાશ ક્યાંથી મેળવે કે તેમની વર્ષો જુની પત્નીને સાથે રહેવા છતાંય ઓળખી શકે ? આવી મગ્નતા વિના સર્જનમાં પ્રાણ નથી આવતો. મસ્તીનું તુફાન ઘૂઘવાતું નથી. વાચસ્પતિ ભામતીને જોઇ રહ્યા. "શું લગ્ન પછી આટલો બધો કાળ વહી ગયો ? ભામતીના માથે સફેદ વાળ જોયા. તેમની કલમ નીચે પડી ગઈ. ભામતીની સાધના પાસે તેમની સાધના નમી પડી. ભામતીનું આ કેવું આત્મવિલોપન ! કેવી પતિ મગ્નતા. જ્યાં બાહ્ય ભાન ભુંસાઈ જાય ત્યાંજ આંતરિક જાગૃતિ, મગ્નતા પ્રગટે.

મહાન વૈજ્ઞાનિક આઈન્સ્ટાઇનની સિદ્ધિઓથી ખુશ થઇને રોકફેલરે તેને ૪૫ હજાર ડોલરનો ચેક ભેટ મોકલ્યો. પુસ્તનું કેટલામું પાનું વાંચ્યું છે તે યાદ રાખવાની કાપલી તરીકે ચાઈન્સ્ટાઇને તે ચેકનો ઉપયોગ કર્યો. એક પુસ્તકમાંથી બીજા પુસ્તકમાં ફરતા ફરતા તે ચેક ખોવાઈ ગયો. આઈન્સ્ટાઈને તે ચેક

શોધવાની મહેનત કરી નહિ, કારણ કે તે પૈસા કરતાં કોઈક મોટી વસ્તુમાં મગ્ન હતો. બીજી કોઈ આંતર મુડીના વ્યાપારમાં તે ખોવાયો હતો. નિસર્ગના સનાતન સત્યોનું જે અદ્‌ભૂત સૌદર્ય છે ત્યાં: તે મગ્ન હતો આથી જ તો ઈઝરાયેલના પ્રમુખ થવાનું તેણે ન સ્વીકાર્યું અને કહ્યું કે મને કોઈ દીવાદાંડીમાં પુરી દો જ્યાં હું ગણિતના સમીકરણ દ્વારા નિસર્ગના રહસ્યો ઉકેલ્યા કરું. આ અદ્‌ભુત વિશ્વરચનાની મોહકતાએ તેના ઉપર જાદુ કર્યો હતો. તે મગ્ન હતો.

આવી મગ્નતા આત્મતત્વમાં આવતા ચક્રવર્તીઓ છ ખંડ, એક લાખ બાણુ હજાર સ્ત્રીઓ, છન્નુ ક્રોડ ગામો, ચૌદરત્ન, નવનિધિ આદિ વિષ્ટાની જેમ છોડી દૂર દૂર જંગલમાં ચાલ્યા જતા.

ધ્યેયની મગ્નતા આવી કે બીજી બધી વસ્તુ ઉપર કાળો પડદો પડ્યો. લાક્ષ ચોકડી પડી. પછી સર્વકાંઇ તેને ધ્યેયના પ્રકાશમાં દેખાય છે, સર્વ કાંઈ તેને ધ્યેય તરફ લઈ જાય છે. કપટરહિત આતમ અરપણા તે આ છે. પછી સિદ્ધિમાં પૂર્ણતા છે.

મહાન નવલકથાકાર ટુર્ગેનેવ એક વાર રડતો રડતો રસ્તા ઉપર દોડી ગયો અને મિત્ર મળતાં તેના ખભે માથું મુકી પોકે પોકે રોઈને બોલી ઊઠ્યો “બેઝેરોવ મરી ગયો!”

મિત્રને તપાસ કરતાં માલૂમ પડ્યું કે બેઝેરોવ તો ટુર્ગેનેવની નવલકથાનું જ મુખ્ય પાત્ર હતો.

ટુર્ગેનેવ તેના સર્જનમાં કેવો મગ્ન હતો! અને તેથી તેના પાત્રો કેવી જીવતી જાગતી વ્યક્તિ બની લોક હૃદયને પકડતા તે સત્ય સમજાય છે. પણ વાત એકની એક જ છે મગ્નતા.

મહાન ગાયક શ્રી ઓમકારનાથ ઠાકુર ઈટલિ ગયા ત્યાં સરમુખત્યાર મુસોલીની સામે તેમને સંગીત છેડેલું. જેની આંખમાં નરી હિંસાની બદબો છે તે ક્રૂર મુસોલીની સંગીતની અસર નીચે ઘૂંટણીયે પડી ગયો. અને આંખો મીંચી દીધી. ઠાકુરને આનું કારણ પૂછતાં તેમને કહેલું કે "ગાતી વખતે હું જેટલો સંગીતમાં ઊંડો ચાલ્યો જાઉં છું તેટલા ઊંડે બીજાને ત્યાં લઈ જઈ શકું." વાત તેની તે જ છે. ઊંડા ચાલ્યા જવાની, મગ્નતાની. ઊંડાણ આવશે તો લંબાઈ પહોળાઈ આપોઆપ પ્રગટશે.

યોગ બીજું કશું જ નથી પણ આત્માનું આનંદલોકના અગણિત આશ્ચર્યોમાં મગ્ન થવું. ભોગીની જડ પદાર્થમાં, યોગીની આત્મપદાર્થમાં પણ છે એક માત્ર મગ્નતા.

જૈન મુનિરાજોની ચામડી ઉતરાતી, યંત્રોમાં

તેઓને પિલાવાતા, છતાં તેમની પ્રસન્નગંભીર દશામાં ઓટ આવતી નહોતી. કારણ શરીરભાવમાં તેઓ ગેરહાજર હતા. અવિનાશી તત્વની રંગીન મહેફિલમાં નશામગ્ન હતા.

એમ કહી શકાય કે એકાગ્રતા જુદી વસ્તુ છે, મગ્નતા જુદી વસ્તુ છે એકાગ્રતા લાવવી પડે છે. મગ્નતા આવી જાય છે. એકાગ્રતામાં સાહજિકતા ન હોવાથી આપણી જાતના કાંઈક અંશો સપાટી ઉપર તરવરે છે. મગ્નતામાં આપણી જાતના સમગ્ર અંશો સપાટીથી નીચે ખસીને તળિયે લુપ્ત થાય છે.

મગ્નતાનો શ્રેષ્ઠ દાખલો અનુત્તર દેવો છે. છ દ્રવ્યની અનંત ખૂબીઓ ચિંતવતા તેઓના તેત્રીશ સાગરોપમ પલકારાની જેમ વહી જાય છે. નિસર્ગના મહાશાસનની સૂક્ષ્માતિસૂક્ષ્મ ખૂબીઓ તેમને રસમાં એવા તો મગ્ન કરે છે કે કાળગણતરી એક ઉપેક્ષણીય બની જાય છે. કાળ ઉપર વિજય, મગ્નતા લાવે છે.

ઉપાધ્યાયજીએ મગ્નતાષ્ટકમાં છેલ્લા શ્લોકમાં એક ઉમદા ભેટ આપણને આપી છે. યોગી કેવો હોય તેનું વર્ણન તેમાં છે. શુભ જ્ઞાન ધ્યાનમાં મગ્ન તે યોગી છે, તેની દૃષ્ટિમાંથી કૃપાવૃષ્ટિ થઈ રહી છે. આત્માનુભૂતિમાંથી આ યોગીનું શબ્દ ચિત્ર ઉપસ્યું છે.

જેને શુભ જ્ઞાન ધ્યાનમાં મગ્નતા છે તે આવા યોગીપદને પામી શકે. બીજા એનું વર્ણન શી રીતે કરી શકે ?

રણ વગડાનું ખચ્ચર ચક્રવર્તીના અશ્વરત્નનો મહિમા પામી શકે ?

કાળી કુબડી ભીલડી ચક્રવર્તીના સ્રીરત્ન સાથે સૌંદર્ય સ્પર્ધામાં ઉભી રહી શકે ?

જંગલના ડાળી ડાંખરા, ચક્રવર્તીના રત્નજડિત મહેલનો આભાસ આપી શકે? યોગીને યોગી પિછાને.

શુભ જ્ઞાન ધ્યાનમાં મગ્ન-યોગી બનવું રહ્યું, વાત મગ્નતાની જ આવી.
શુભજ્ઞાન ધ્યાનમાં મગ્નતાની !



## (૩) તૃષ્ણા

માનવીની સામે આજે બે માર્ગ છે. એક તૃપ્તિનો, બીજો તૃષ્ણાનો. એક છે વિકાસનો, બીજો વિનાશનો. આ બે માર્ગમાંથી એકની પસંદગી કરીને માનવી પોતાનું ભાગ્ય સર્જે છે. વિકાસનો માર્ગ રંગરહિત છે. વિનાશનો માર્ગ સર્વ રંગોથી ભરેલો છે તેથી માનવી ત્યાં લલચાય છે. વિકાસનો માર્ગ શરૂઆતમાં દાહક છે પછી મોહક છે. વિનાશનો માર્ગ પ્રથમ મોહક છે. પછી દાહક છે. તૃપ્તિ કે તૃષ્ણા ? આ બેમાંથી એકની પસંદગી ઉપર તેની મુક્તિ કે બંધન આધાર રાખે છે.

આજના માનવીને પ્રશ્ન એ છે કે જે તૃષ્ણારહિત છે તે સમય પસાર કેમ કરે ? તેને કશું જ કરવાનું નથી તો જીવન અસહ્ય ન બને ? પણ જે તૃષ્ણારહિત છે એને તો અતીંદ્રિય તૃપ્તિ થઈ છે. પછી ત્યાં સમય

પસાર નથી કરવો પડતો પણ તીરવેગે સમય પસાર થઇ જાય છે; વહી જાય છે. એ એક સમયાતીત, કાળાતીત દશા છે જ્યાં થૂસ્લ ફુટપટ્ટી અને દેશકાળના માપદંડ તૂટી જાય છે.

સંસાર બીજુ કશું જ નથી પણ માનવીના દુર્બળ હૃદયની તૃષ્ણા છે. સંસારી બીજુ કશું જ નથી પણ તૃષ્ણાગ્રસ્ત અજ્ઞાની છે. સાધુ બીજું કશું જ નથી પણ તૃષ્ણાજીત જ્ઞાની છે. બુધ્ધે પણ કહ્યું, "સંસારના મૂળમાં દુઃખ છે અને દુઃખના મૂળમાં તૃષ્ણા છે. તૃષ્ણાનો નાશ એ દુઃખનો નાશ છે." માનવી ખાય છે, પીવે છે, બોલે છે, ચાલે છે ત્યારે એવી પ્રત્યેક જીવનક્રિયાવાળો માનવી બંધનમાં છે. તૃપ્તિપ્રેરિત ક્રિયાવાળો માનવી મુક્ત જેવો છે. માનવી કર્મની, ભાવનાની અને વિચારની ત્રિવિધ ભૂમિકા ઉપર ક્રિયાઓ કરે છે. ભાવનાઓ ભાવ્યા કરે છે અને વિચારો ઉથલાવ્યા કરે છે. એ વિચાર, ભાવના અને કર્મની ત્રિવિધ ભૂમિકામાં આ છેડેથી પેલે છેડે અને પેલે છેડેથી આ છેડે હાંફતો હાંફતો ચાંધળીયા કરે છે. પણ તેને જે જોઇએ છે તે તૃપ્તિનો એક સહસ્રાંશ તો શું, તૃપ્તિની છાયાની પ્રતિછાયા પણ એ મેળવી શકતો નથી. તેનું ભીક્ષાપાત્ર ખાલી જ રહે છે. જે નિર્જીવ છે; સંવેદનરહિત છે તેવા જડપરમાણુ પાસે તે ખોળો પાથરે છે. આપનાર પણ યાચક અને લેનાર પણ યાચક પછી

દાન ઉપહાસ બને છે. સ્થૂલમાંથી સૂક્ષ્મ અને સૂક્ષ્મમાંથી શૂન્યનું સૂત્ર જે અપનાવશે તેજ તૃપ્તિ તરફ જઈ શકશે.

સવારે તમે પથારીમાંથી ઉઠો ત્યારથી જ એક તૃપ્તિની ધારા તમારામાં શરૂ થવી જોઇએ. જીવનના શ્રાપો નહિ આશીર્વાદો જોશો તો આવી તૃપ્તિધારા જરૂર પ્રગટશે. મળ્યું છે એના વિચારમાંથી તૃપ્તિ મળે છે. બીજાઓને મળ્યું છે એના વિચારમાંથી તૃષ્ણા અને ઇર્ષા જન્મે છે. જ્યારે પોતાને જે મળ્યું છે એના વિચારમાંથી તૃપ્તિ મળે છે. જેટલી કરૂણા પ્રત્યે કૃતજ્ઞતા બતાવશું એટલી દૈવી કરુણા નીચે ઉતરશે; એ જ. Law of grace and gratitude છે. સમગ્ર જીવનમાં આ તૃપ્તિધારા વ્યાપ્ત થવી જોઇએ. રાત્રીની પ્રગાઢ નિદ્રામાં પણ તૃપ્તિના અંશોનું અવતરણ થવુ જોઇએ–તૃપ્તિનું સર્જન ત્યારે પણ ચાલુ રહેવું જોઈએ.

ચિંતન, મનન, ધ્યાન, કથન, લેખન, વર્તનથી એવી માનસિક ભૂમિકા સર્જવી જોઈએ કે જ્યાંથી દ્રઢ સંતોષની તૃપ્તિધારા સતત પાર્શ્વસંગીત Background Music જેમ પ્રસરતી રહે.

કશું જ ન સર્જવાથી તૃપ્તિ સર્જાય છે. આજના

યુગની સૌથી અનિવાર્ય જરૂર માનવીએ સ્થિર અને શાંત થવાની છે. આજ જેટલો માનવી ક્યારેય અશાંત કે અસ્થિર નહોતો, કારણ આજ જેટલી માનવીની ઈંદ્રિયો કયારેય બહેકી નહોતી. આજે માનવી સામે માત્ર રહેવાનો જ પ્રશ્ન હોત તો એકાદ ખૂણો તેને મળી રહેત. પણ આજે તો એને આલીશાન ફ્લેટ જોઇએ. જેમાં ઓછામાં ઓછા ત્રણ બેડરૂમ જોઈએ. જ્યાં રેફ્રીજરેટર અને એરકન્ડીશન જોઇએ. ત્રણ દિવાલો કરતાં ચોથી દિવાલનો રંગ જુદી જાતનો જોઈએ. જ્યાં ગાલીચા, પડદા અને ફર્નિચરની ટેપેસ્ટ્રીનો રંગ એક સરખો જોઇએ. બાથરૂમના ઈટાલિયન માર્બલ, ટબ અને શાવરબાથની જાતજાતની પસંદગી કરવા જતા એને માથામાં ખંજવાળ થઈ આવે! આજે જરૂરિયાતો અળશીયા કે બિલાડીના ટોપો જેટલી ફૂટી નીકળી છે. ઉધઈની રાણીની જેમ માનવીનું મન સેંકડો સેંકડો જરુરિયાતોના ઇંડા મૂકે છે. અને પ્રત્યેક બીનજરુરી જરુરિયાત પુરી પાડતા માનવી એને અસ્તિત્વમાંથી કશુંક મૂલ્ય ચૂકવે છે. બહારથી તે પુરાય છે; અંદરથી ખાલી થાય છે. દુનિયા મેળવે છે, આત્મા ગુમાવે છે. જરુરિયાતો મેળવતા તો એને નાકે દમ આવે છે. અને મળે છે ત્યારે જરૂરીયાત out of date જરીપુરાણી થઈ ગઇ હોય છે.

પરિણામે વીસમી સદીની આ વ્યકિત થાકીને ઢગલો થઈ છે, ઉઠવાની તેનામાં શકિત નથી. તેને ટાઢીયો

સુંવાળાપણું એના જીવનની સોફ્ટનેસ–કુમાશ ખૂંચવી લે છે. બહેકાવેલી ઈન્દ્રિયોએ એનું જીવનસત્ત્વ શોષી લીધું છે.

આજની વ્યકિત પાસે કેવળ "પહેરવાનો" જ પ્રશ્ન હોત તો તે બે જોડ કપડાંથી ઉકેલાઈ ગયો હોત પણ ત્યાંય એની જરૂરિયાતો વધી ગઈ. આજ તો કપડાં માટે કબાટ ઓછાં પડે છે. બધી મિલોની જુદી જુદી ડીઝાઈનોવાળા કાપડની પસંદગી તેને ઓછી પડે છે. પ્રાણીની ચરબી ભલે વપરાય પણ મર્સરાઈઝડ કાપડ જ જોઈએ, વળી એના વેલબુટા જોઈએ જ. રેયોન, ડેક્રોન અને ટેરીલીન તો આઉટ ઓફ ડેટ–જરી પુરાણા થયા. કાચમાંથી કાપડ અને ઘાસમાંથી કાપડ તો આવી ગયું; હવે કદાચ "અદૃશ્ય કાપડ" આવશે! ફેશનો અને ફેશન મોડેલો કેલેન્ડરના પાનાની જેમ બદલાય છે. કાપડ જરૂરિયાત મટી મોજશોખની વસ્તુ બન્યું. તૃષ્ણાપીડિત માનવી વૈભવવિલાસનું એક સોગઠું બન્યો. જમતી વખતનો ડ્રેસ જુદો, સૂતી વખતનો જુદો! ટાઈટેનીક સ્ટીમર ડૂબતી હતી ત્યારે પણ એક ઉતારૂ ડીનરસુટ પહેરવા ગયો અને બોલ્યો; "ઈશ્વર પાસે પણ જવું હોય તો હું જેન્ટલમેન તરીકે જઈશ. હું ટેબલમેનર્સ ભૂલુ તો મારી સંસ્કૃતિ લજવાય!" આ સમયે આપણા એ જીર્ણવસ્ત્રધારી સાધુઓ યાદ આવે છે જેઓ નગ્ન પરિષહમાં પણ આનંદથી જીવતા. આજના

માનવીને પણ ક્યારેક નગ્ન જોઈએ છે પણ તે માત્ર ઈન્દ્રિયો બહેકાવવા જ.

ઇદ્રિય જય આવે તો આજના માનવીની અસંખ્ય જરૂરિયાતો ખંખેરાઈ જાય. આજના માનવીએ જો ખરી પ્રગતિ સાધવી હશે તો જીવનની જીરૂરિયાતો ઘટાડવી પડશે. પરિધમાંથી કેન્દ્ર તરફ, તૃષ્ણામાંથી તૃપ્તિ તરફ જવું પડશે.

હું શરીર નથી. હું આત્મા છું એ ભેદવિજ્ઞાન ઈંદ્રિયજયમાં સહાય કરે છે. 'હું' શરીર છું એ માન્યતા અજ્ઞાન છે. તેમાંથી જ ઇંદ્રિયો ઉછળે છે. આ દેહાધ્યાસ–Body consciousness તોડવો પડશે. તો જ ઇંદ્રિયો પ્રત્યે સંયમની લગામ આવશે. જરૂ-રીયાતો ઘટશે; તૃષ્ણા ઓસરશે અને તૃપ્તિની ભરતી આવશે.



જેની પાસે પૈસા નથી એની દયા ન ખાવ, જેની પાસે તૃપ્તિ નથી એની દયા ખાવ કારણ ખરો ભિખારી એ જ છે. આજની આપણી સમાજવ્યવસ્થાએ પૈસાને ગૌરવ આપ્યું છે. સમાજ ન હોય તો પૈસાનું કંઇજ મૂલ્ય નથી. આજનો સામાજીક વ્યવહાર એક માત્ર આર્થિક ધોરણે જ ચાલે છે. જયારે તૃપ્તિ એ સામાજીક દશા નથી પણ આંતરિક દશા છે. નિરાવરણ થયેલ ચેતનની એ ધન્યમય અવસ્થા છે. પસો સામાજીક મહત્ત્વ ધરાવે છે, એથી આર્થિક ધોરણની સર્વોપરિતા તોડવી હશે તો સમાજને તોડવો પડશે.

આજનો સમાજ એ બીજું કંઇ જ નથી પણ વ્યકિતઓની નબળાઇ ઉપર ઉભુ થયેલું દંભ અને પાખંડનું, વહેમ અને રૂઢીઓનું, સ્વાર્થ અને ક્રૂરતાનું એક વિષવર્તુળ છે.

જીવનને યશોજ્જવલ કરવા સામાજીક મોભો અનિવાર્ય છે, એવો ભ્રમ આપણામાં પોષાતો આવ્યો છે, પણ ખરૂં પૂછો તો જેને આપણે સમાજ તરીકે ઓળખીએ છીએ તે બીજું કશું જ નથી પણ આપણાજ સ્વાર્થમૂલક અહંને આપેલો આકાર છે. જે સમાજ તમે તમારી આસપાસ રચ્યો છે તે આર્થિક, કૌટુંબીક, નૈતિક કે કોઈપણ આપત્તિ આવતાં તમારા પડખેથી સરી પડે છે. જે તમારા હતા તે તમારા રહેતા નથી. અને સમાજ એક પોકળ ભ્રમ પૂરવાર થાય છે. વસ્તુતઃ તમે એકલાજ હતા, એકલા જ છો અને એકલા જ રહેવાના.

એ સત્ય છે કે આજનો સમાજ તમને નથી ચાહતો, તમારી આર્થિક તાકાતને ચાહે છે. વ્યકિત તરીકેનું અંતર્ગત મૂલ્ય (Intinsic value) નથી સ્વીકારતો. તમારા નિર્બંધ, નિર્ગ્રંથ આત્માનું આ ઘોર અપમાન છે.

સમાજ એ નહિ જુએ કે અવિનાશીની શાશ્વત ગીતા જીવનના કુરૂક્ષેત્રમાં તમે ફેરવી છે કે નહિ. સમાજ એ પણ નહિ જુએ કે આંતરવૈભવ અને ચિદ્‌વિલાસની નિર્ભયમસ્તીમાં તમે કેટલા ઊંડા ઉતરી ગયા છો. તેવાઓને તો સમાજે મનુષ્યથી ઉતરતી કોટીના પ્રાણીઓ ગણ્યા છે. અને કોઈકને ખજુરની

સોટીથી ફટકાર્યા છે, કોઈના માથે અંગારા મુકયા છે ને કોઈની જીવતી ચામડી ઉતારી છે. સમાજ તો એ જુએ છે કે લગનના જમણવારની થાળીમાં કેટલું વધારે ઘી તમે પીરસી શકો છો, અને તમે તમારી માનસિક ગંદકી ઉપર ધનદોલતની રૂપેરી ચાદર પાથરી શકો છો કે નહિ! પાંચ પૈસા તમે પામો તો સમાજ તમને રમાડે છે. આત્માની આ કેવી ગૌરવ હાની! વિરાટ શકિતનો સ્થંભ અને ચિદાનંદનો ઘનપિંડ આત્મા, સ્થાનસન્માન પામવા માટે ધોળી પીળી માટી રૂપ સોનું, રૂપુ તમારી પાસે છે કે નહિ એનું સમાજ તમારી પાસેથી સર્ટિફિકેટ લે છે. કમનસીબી છે આજની આર્યસંસ્કૃતિની જ્યાં માતાપિતા અને ગુરુથી ઊંચુ સ્થાન દાણચોરી કરનાર અને કાળાધોળા કરનારને મળે છે. પૈસામાં રહેલી આપણી અચલ શ્રદ્ધાને હવે ચલિત કરવી જોઈએ. આધ્યાત્મિક મૂલ્યોને પુનઃ સ્થાપિત કરવા પડશે. પૈસાથી પણ ઉંચુ જ્ઞાન છે; આનંદ છે, નિર્ભય શક્તિ છે; તે સત્ય સ્વીકારવું પડશે.

ખરા શ્રીમંત થવું હશે તો તૃષ્ણાની પૂર્તિ નહિ પણ તૃષ્ણાની નિવૃત્તિ લેવી પડશે. રસ્તાના પાટીવાળા કરતાં આજે કરોડપતિની બેચેની વધારે છે. એને ફેમીલી ડોકટર સાથે જ રાખવો પડે છે. હાર્ટએટેક; બ્લડપ્રેશર અને સ્ટમક અલ્સર જેવા હાઈપરટેન્શનના

બધા રોગો (career) કેરીયર રચનાર સફળ વેપારીઓને જ થાય છે. પરસેવાનો પૈસો રળનાર ધૂર્તવિદ્યાઓ અજમાવતો નથી. સાદાઈનો આનંદ તે લઈ શકે છે. જીવનમાં પૈસો જ સર્વસ્વ નથી, પૈસાનીએ ઉંચે પરમેશ્વર છે. જ્યાં પહોંચવાનો એક માત્ર માર્ગ તૃષ્ણા નથી પણ તૃપ્તિ છે, ઈચ્છાઓની પૂર્તિ એ નથી પણ ઇચ્છાઓનો અભાવ એ છે. પૈસો તાકાત નથી, રોગ છે; હૃદયની સુલાયમતાનો; આત્માની અગણિત તાકાતનો એ ધ્વંસક છે. પૈસો સુખમાં બાધારૂપ છે એ સત્ય કોઈપણ શ્રીમંતના મગજનું ઓપરેશન કરી એની સૂક્ષ્મ રક્તવાહિનીઓમાં વહેતા ચિંતા ભયના ઝેરને જોવાથી સમજાશે. સમાજનું આ આર્થિક ધોરણ આત્માનું ભાવમૃત્યુ છે. દુઃખને દુઃખરૂપ અનુભવવાની તાકાત પણ આપણે ગુમાવી છે એટલા તો દુઃખથી આપણે રીઢા થઈ ગયા છીએ. જાણે કે દુઃખ આપણને કશી અસર જ નથી કરતું એટલું જ નહિ પણ દુ:ખ આપણને પ્રિય લાગે છે. જાણે કે સુખ અને દુઃખનો તફાવત જાણનાર ભાવની શક્તિને (payralysis) લકવો થયો છે. દુઃખ આપણને પ્રિય લાગે છે કેમકે દુઃખને જ આપણે અંતિમ સત્ય માન્યું છે. દુઃખ સિવાયની એક બીજી સ્વતંત્ર સુખની અવસ્થા છે એ વાત આપણા માનવામાં આવી શકતી નથી.' આ એક વિશિષ્ઠકોટિનું ગાંડપણ છે જેને શાસ્ત્રોએ મોહમદિરા કહી છે. પરિણામે દુઃખમાંજ સુખના ભ્રમો આપણે ઉત્પન કરવા માંડયા

અને આપણે મનને મનાવવા લાગ્યા કે આપણે સુખી છીએ. આપણે હસીએ છીએ; ગાઈએ છીએ; ખેલકૂદ કરીએ છીએ પણ ખરૂ પૂછો તો વાસ્તવિકતાને આપણે ખોઈ બેઠા છીએ; અને આપણું હાસ્ય; આનંદ, ગાન એ બધુ માની લીધેલું છે પણ વૈજ્ઞાનિક હકીકત નથી, કારણ આપણો સંસાર કેવળ તૃષ્ણા પર ઉભો થયો છે. તે તૃષ્ણા દુઃખમાંથી ઉત્પન્ન થઈ છે, દુઃખમાં ઉછેરાઈ છે અને વધુ ઉંડા અને વ્યાપક દુઃખમાં લય પામે છે. તૃપ્તિ એ વૈજ્ઞાનિક હકીકત છે જે વાસ્તવિકતા સાથે સ્પર્શ કરાવે છે. અને એવું આત્મ સંવેદન થતાં તૃષ્ણાના બધા ભ્રમો વીખરાઇ જાય છે. દુઃખને દુઃખરૂપે સમજો તો વાસ્તવિક સુખ શું છે એ સમજાશે. દુઃખ દુઃખરૂપ છે એ વેદના જાગ્રત કરવા જ શાસ્ત્રે સંસારસ્વરૂપ કહ્યું, કર્મસત્તાનું અને આત્મસત્તાનું સ્વરૂપ કહ્યું અને કર્મસત્તા અને આત્મસત્તાના આધ્યાત્મિક સંગ્રામમાં મુખ્ય ફાળો આપનાર ધર્મસત્તાનું સ્વરૂપ કહ્યું.

શાસ્ત્રે કહ્યું કે તૃષ્ણા બીજું કશું જ નથી પણ તમારા હૃદયમાં પ્રતિપળ ભડકા બની નાચતી ઈચ્છાઓની જવાળા છે. સંસારના ભડકા આ તૃષ્ણાની ધૂણીમાંથી ઉછળે છે. જયાં તૃપ્તિ છે ત્યાં તૃષ્ણા નથી. વાસનાના ઓળા નથી.ઇન્દ્રિયોની બેકાબુ સ્વચ્છંદિતા નથી.ઇન્દ્રિયો અને વિષયો તૃપ્તિ નહિ આપે. એક અતીંદ્રિય તૃપ્તિ હયાત છે જેને આ આપણી આંખ સામેની દુનિયા

સાથે કોઈ સંબંધ નથી. એક અદ્વિતીય શાંતરસનું અવતરણ થાય છે અને એ અતીંદ્રિય તૃપ્તિ તમને ઉછળતા સમુદ્રતરંગોની જેમ ઘેરી વળે છે. શૃંગાર રસ કરતાં વધુ રોમાંચક ધ્રુજારીઓ એ શાંતરસમાં છે. ટેન્કો અને મશીનગનો કરતાં વધુ વીરરસ એ શાંતરસમાં છે, એ શાંતરસને જગતના કોઈ રસ સાથે સરખાવી શકાય એમ નથી. એ અદ્વિતીય શાંતરસની અતીંદ્રિય તૃપ્તિ પાસે વિજ્ઞાન હેણતાઈ જાય છે; કવિતા કરમાઈ જાય છે; શિલ્પ ખરી પડે છે; બેન્કો બંધ થઈ જાય છે અને વેપારી પેઢીઓ સંકેલાઈ જાય છે. એક વ્યક્તિ જો એ શાંતરસની અતીંદ્રિય તૃપ્તિ મેળવશે તો એની નજર પડતાં કે એના સ્પર્શમાત્રથીયે તૃપ્તિનો અન્યજીવોમાં ચેપીરોગ જેવો ફેલાવો થશે. સત્યની હયાતી જ સત્યનો જીવતો પ્રચાર બની જશે. જો હીરામાણેક કે સોનાચાંદી જેવા નિર્જીવ એકેન્દ્રિયનું આટલું આકર્ષણ છે તો પછી અતીંદ્રિય તૃપ્તિ જેવા જીવતા સત્યોનું કેવું પ્રચંડ આકર્ષણ સર્વને થાય ? એ અતીંદ્રિય તૃપ્તિની એકાદ ઝલક જોઈને ચક્રવર્તીઓએ એમના છ ખંડ વિષ્ટાની જેમ છોડી દીધા હતા !

આ શાંતરસની અતીંદ્રિય તૃપ્તિ ત્યારે જ શક્ય છે જ્યારે માનવી તૃષ્ણાઓ છોડી દે; ઇચ્છા રહિત થાય. જીવનની કોઈ જરૂરિયાત એને બાંધી ... જીવન તેના નૈસર્ગિક પ્રવાહમાં જે ક્રમે

ચાલ્યું આવે છે એનો આનંદથી સ્વીકાર કરતાં શીખે. કંઈ જ કરવું નથી અને કંઈ જ થવું નથી એમ માની તે સ્થિર અને શાંત થાય તો માનવું કે તેને જીવન વર્તુળનું કેન્દ્ર મળ્યું છે. અને એ મધ્યકેન્દ્રમાં શાંતરસ તો અમાપ પારાવાર છે, અતીંદ્રિય તૃપ્તિની રસકૂંપિકા છે.

"તૃષ્ણામાંથી તૃપ્તિ તરફ" એથી મોટું કોઈ આધ્યાત્મિક સૂત્ર નથી. પીપળાના વૃક્ષ નીચે બેસી જગત સામે યુદ્ધ કરતાં આ જ સૂત્રઘોષણા ગૌતમ બુદ્ધે કરી હતી. અરે ! એ યુદ્ધઘોષણાના પડઘા સર્વકાળના સર્વદેશના સાધકોએ એક નહિ તો બીજી રીતે પાડ્યા છે.



સાથે કોઇ સંબંધ નથી. એક અદ્વિતીય શાંતરસનું અવતરણ થાય છે અને એ અતીંદ્રિય તૃપ્તિ તમને ઉછળતા સમુદ્રતરંગોની જેમ ઘેરી વળે છે. શૃંગાર રસ કરતાં વધુ રોમાંચક ધ્રુજારીઓ એ શાંતરસમાં છે. ટેન્કો અને મશીનગનો કરતાં વધુ વીરરસ એ શાંતરસમાં છે, એ શાંતરસને જગતના કોઈ રસ સાથે સરખાવી શકાય એમ નથી. એ અદ્વિતીય શાંતરસની અતીંદ્રિય તૃપ્તિ પાસે વિજ્ઞાન હેબતાઇ જાય છે; કવિતા કરમાઈ જાય છે; શિલ્પ ખરી પડે છે; બેન્કો બંધ થઈ જાય છે અને વેપારી પેઢીઓ સંકેલાઇ જાય છે. એક વ્યક્તિ જો એ શાંતરસની અતીંદ્રિય તૃપ્તિ મેળવશે તો એની નજર પડતાં કે એના સ્પર્શમાત્રથીયે તૃપ્તિનો અન્યજીવોમાં ચેપીરોગ જેવો ફેલાવો થશે. સત્યની હયાતી જ સત્યનો જીવતો પ્રચાર બની જશે. જો હીરામાણેક કે સોનાચાંદી જેવા નિર્જીવ એકેન્દ્રિયનું આટલું આકર્ષણ છે તો પછી અતીંદ્રિય તૃપ્તિ જેવા જીવતા સત્યોનું કેવું પ્રચંડ આકર્ષણ સર્વને થાય ? એ અતીંદ્રિય તૃપ્તિની એકાદ ઝલક જોઈને ચક્રવર્તીઓએ એમના છ ખંડ વિષ્ટાની જેમ છોડી દીધા હતા !

આ શાંતરસની અતીંદ્રિય તૃપ્તિ ત્યારે જ શક્ય છે જ્યારે માનવી તૃષ્ણાઓ છોડી દે; ઇચ્છા રહિત થાય. જીવનની કોઈ જરૂરિયાત એને બાંધી ન શકે, જીવન તેના નૈસર્ગિક પ્રવાહમાં જે ક્રમે

ચાલ્યું આવે છે એનો આનંદથી સ્વીકાર કરતાં શીખે. કંઈ જ કરવું નથી અને કંઈ જ થવું નથી એમ માની તે સ્થિર અને શાંત થાય તો માનવું કે તેને જીવન વર્તુળનું કેન્દ્ર મળ્યું છે. અને એ મધ્યકેન્દ્રમાં શાંતરસ તો અમાપ પારાવાર છે, અતીંદ્રિય તૃપ્તિની રસકૂંપિકા છે.

"તૃષ્ણામાંથી તૃપ્તિ તરફ" એથી મોટું કોઈ આધ્યાત્મિક સૂત્ર નથી. પીપળાના વૃક્ષ નીચે બેસી જગત સામે યુદ્ધ કરતાં આ જ સૂત્રઘોષણા ગૌતમ બુદ્ધે કરી હતી. અરે! એ યુદ્ધઘોષણાના પડઘા સર્વકાળના સર્વદેશના સાધકોએ એક નહિ તો બીજી રીતે પાડ્યા છે.



## (૫) નિર્ભયતા

તૃપ્તિ આવવાથી નિર્ભયતા આવે છે.

જો એક જ ગુણ માગવાનું વરદાન મળે તો નિર્ભય ગુણ માગવો જોઈએ કારણ ભય જ સર્વ ગુણનો વિકાસ રોકે છે. ભયમાંથી જ સંસારના સર્વ ઉલ્કાપાતો રચાય છે. ભય આવે છે ક્યાંથી ?

ભય હંમેશા પરાધીનતામાંથી આવે છે. જે સ્વાધીન છે તે હંમેશા નિર્ભય છે, કારણ તેની શકિત, શાંતિ અને સુખનો આધાર કેવળ આંતરિક જ છે. જેની સૃષ્ટિ કેવળ અંતરમાં વિસ્તરેલી છે. તેનો મહિમા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેવો જ છે. ભય તેને જ હોય જેને બહારની દુનિયાનો હાથ પકડવો પડે છે. કારણ બહારની દુનિયા અને તેના નિજત્વની ધાતુ પરસ્પર વિરોધી છે. તેથી તે બન્ને ધાતુઓ એક

બીજાથી કાં તો ભાગાકાર કરે છે અને કાં તો ટકરાય છે. જેણે અંતરનું વિરાટ વિશ્વ શોધ્યું છે એને જ બહાર સૃષ્ટિ સાથે સંવાદ છે. ખરૂં પૂછો તો તે અંતરના વિરાટ વિશ્વની જ બાહ્ય સૃષ્ટિ તો માત્ર પ્રતિછાયા છે. વર્તુળનું કેન્દ્ર પકડાયું તો પછી પરીઘ (Circum ferance) તમારા હાથમાં જ છે.

જે આત્મનિર્ભર ( Self-dependent ) છે તે નિર્ભય છે એ વાત તો તમે કરી પણ સ્વાધીન થવું કેવી રીતે ? પરાધીનમાંથી સ્વાધીન થવું એ કંઈ કપડાં બદલવા જેવી કે વાળ કપાવવા જેવી સીધી સાદી વાત નથી. બહારના બધા આધારો છોડીને કેવળ જે સર્વ આધારોનો આધાર છે તે અંતરતમ તત્ત્વ ઉપર ટકવું એ તો જન્મ-જન્માંતરની તપશ્ચર્યા માગે છે. અનાદિકાળની યાંત્રિક ટેવોને માથુ પકડી પટટાવવાની વાત છે. શું ધન વિના જીવી શકાય ? શું ઉઠવું, બેસવું, બોલવું, ચાલવું જેવી જીવનની સહજ લાગતી દૈનિક ક્રિયાઓ વિના ચાલી શકે ? શું સંસ્કાર, ટેવો અને ક્ષયોપશમિક ગુણોનો આધાર પણ છોડી શકાય ? શું દેવ, ગુરૂ અને ધર્મશાસ્ત્રોનો આધાર મૂકી દઈને કેવળ આત્મકિરણોના મહાવૌચનું મસ્તીગાન જગાવી શકાય ? અને એ બધુ છોડીને 'મેં તે છોડયું છે' એ વિચાર પણ શું છોડી શકાય ? ગગન જેવા નિરાલંબન શું થઈ શકાય ? આ બધાનો વિચાર કરતાં પણ

આપણને તો, ભયની ધ્રુજારી આવે છે, કારણ જીવનના ‘ઉગમસ્રોતમાં ‘હું અને મારું’’નો મોહમંત્ર જડાઈ ગયો છે. આ ‘હું અને મારું’’ના તીવ્ર ભાન વિના કોઈ પણ વિચાર, ભાવના કે કર્મ આપણે કરી શકતા નથી.

આપણા લોહીના બિંદુએ બિંદુમાં ‘હું’’ પદના અજ્ઞાને એક અપંગની નામોશી ઉભી કરી છે. પરિણામે બાહ્ય આધાર છોડી શકાતો નથી અને તેથી જ કોઈ આંતરિક આધાર મળતો નથી.

પણ જીવનમાં ક્યારેક એવું બને છે કે માનવીની આંખ ઉઘડે છે. અને એને ભાન થાય છે કે આ બધું જ મિથ્યા છે, વાદળની છાયા છે, રેતીના રણ માંહેનો બરફનો ટુકડો છે, પાણીમાંનું પતાસુ છે. જીવનની ધરી ઉપર ફરતું ભાગ્યચક્ર એને તેજછાયાની ભાષા શીખવાડે છે અને તે સમજી શકે છે. સંસાર કેવળ સ્વાર્થ અને ક્રુરતા પર ઉભો થયો છે.

ક્યારેક માસ્તરની સોટી એના બરડા ઉપર ઝીંકાય છે અને એને સંસારની શાળામાં વૈરાગ્યનો પાઠ મોઢે થઈ જાય છે. એનામાં વસ્તુના યથાર્થ મૂલ્યાંકનની આવડત આવે છે. જીવનપ્રવાહના વાંકાચૂંકા વળાંકો, અહં ઉપર આઘાતો કરી સંકુચિતતાનું કોચલું તોડે છે, ત્યારે સર્વ બાહ્ય આધારો તૂટે છે. આંતરિક આધાર પ્રગટે છે, વૈરાગ્ય પ્રગટ થાય છે. અને વૈરાગ્ય

જ એક માત્ર અભય છે, એ સત્યનો સાક્ષાત્કાર થાય છે. જ્યાં રાગ છે ત્યાં ભય છે આથી જ જેને ભય કાઢવો છે, તેને રાગ કાઢવો પડશે અને રાગ એ કશું જ નથી પણ હું અને મારાના ખ્યાલની વિકૃતિ છે.

એકાદ ખૂણામાં ક્યાંક પડી રહેવા તો મળશે જ. એકાદ મૂઠીભર ધાન તો ગમે ત્યાંથી મળશે જ અને બે જોડ પહેરવાના કપડાં શું નહિ મળે? આવી તૃષ્ણામંદ દશા ચિત્તમાં નિશ્ચિતતા પ્રેરે છે. ભયરહિત ચિત્ત સાધનામાં ધીમે ધીમે સ્થિર થવા માંડે છે. ચંચળતાને લીધે નિષ્ક્રિયતા આવે છે અને નિષ્ક્રિયતાને લીધે જડતા આવે છે.

ચેતનના પુદ્‌ગલીકરણની આ રહસ્યમય પ્રક્રિયા છે. નિર્ભય થવું કેવી રીતે? નિર્ભય થવું છે તો વીતરાગ દેવનું પડખું સેવવું જોઈએ. જે વીતરાગ છે તે સર્વથી નિર્ભય છે. જે નિર્ભય છે એનો અનુરાગ અને પૂજા આપણામાં રહેલા ભયોને ભગાડી મૂકે છે.

લોકો ભલે આ યુગને વિજ્ઞાનયુગ કહે; યંત્રયુગ કહે અને ચમત્કારોનો યુગ કહે પણ હું માનું છું કે આ યુગ ભયનો છે. આજ જેટલો કમજોર અને ભયભીત માનવ ક્યારેય નહોતો. આ યંત્રયુગમાં જેમ જેમ યંત્રો પ્રબળ થાય છે તેમ તેમ માનવી નિર્બળ થયો છે. જળ પાસેથી જેટલી શક્તિ ઉધાર

લે. છે એટલું માનવીનું ગૌરવ હણાય છે. ગૌરવ તો તેનું હોય જે પોતાના પગ પર ઉભો રહી શકે. જેની ટચલી આંગળી ઉપર કોટી કોટી બ્રહ્માંડ ખડા થઈ શકે તે માનવી આજે 'પરમાણુ' ની કાંધ પર ચડી એની પોતાની જ સ્મશાનયાત્રાએ નીકળ્યો છે.

બધા શાસ્ત્રો એ સમજાવવા માટે છે કે આ વિશ્વમાં વર્ચસ્વ કોનું છે? જડનું કે ચેતનનું? આપણે માનીએ છીએ કે ચેતન ઉપર જડનું વર્ચસ્વ છે. શાસ્ત્ર કહે છે કે જડ ઉપર ચેતનનું પૂર્ણ વર્ચસ્વ છે.

પુદ્‌ગલનું જેટલું વર્ચસ્વ ચેતન ઉપર થતું જાય છે તે વિજ્ઞાન માટે આનંદનો વિષય કદાચ હશે પણ આપણા માટે શરમનો વિષય છે.

સમયમાત્રમાં લોકાગ્રે સ્થિર થઈ શકનાર જ્યોતિર્મય ચેતન આજે લીફ્ટ વિના પાંચ દાદરા ચડી શકતો નથી. જેના ગટર, સંડાસ સાફ કરનાર કિલ્બિષીક દેવીના એક પગના ઝાંઝર પાસે વિશ્વની તમામ દોલતો ફિક્કી લાગે છે તે દેવર્ષિ પણ જેના પગ ચૂમે છે તે અપાર રુદ્ધિવાન આજે બસો રૂપીયાની નોકરી માટે ઇલેક્ટ્રીક ટ્રેનમાં જાનના જોખમે એક પગ બહાર લટકતો રાખી પરામાંથી નોકરીએ આવે છે. સીમા રહિત સીમાને પણ જે ત્રિલોકપ્રદીપ જ્ઞાનથી ભૂંસી નાખે છે તે આત્મા આજે અંધારામાં બેડરૂમની સ્વીચ શોધવા ભીંત ઉપર હાથ પછાડે છે.

જડનું ચેતન ઉપર કેટલું વર્ચસ્વ જામ્યું છે એ તો જુઓ? સિદ્ધશિલા ઉપર બેસી ત્રણલોક અને ત્રણ-કાળનું વિશ્વદર્શન કરી શ્રેષ્ઠ મનોરંજન મેળવનાર આજે ફિલ્મની એકાદ એકસ્ટ્રા ટિકીટ માટે ટેક્ષીમાંથી ઉતરતા દરેકની દાઢીમાં હાથ નાખે છે. એનું મનોરંજન હોટેલના વાસી ભજીયા સુધી પહોંચી ગયું છે.

ધર્મ, ચેતનની આ નામોશી ભૂંસી નાખવા માગે છે અને ચેતનને એનું ગૌરવ પાછું આપવા માગે છે. ચેતનનું જડ ઉપર ખરૂં વર્ચસ્વ એ જ ખરૂં સ્વરાજ્ય છે; આઝાદી છે. વિજ્ઞાને આપણને જડના ગુલામ બનાવ્યા છે. માનવીના હાથમાં શસ્ત્રો નથી શસ્ત્રોના હાથમાં માનવી છે.

વૈરાગ્યનું મૂળ એવી સમજ છે કે ચેતન ઉપર જડનું વર્ચસ્વ સદા હોઈ શકે. જે પળે માનવી આ સત્ય સ્વીકારે છે, એ પળે જ એની બેડીઓ તૂટે છે. એનામાં તેજોજ્જ્વલ આત્મમસ્તી પ્રગટે છે. વૈરાગ્ય કોઈ કંટાળો કે થાકરૂપ નથી. ઉચ્ચતર વૈરાગ્ય તો આવી વિશ્વનિરપેક્ષ આત્મગત જ્ઞાન અને આનંદની મસ્તી છે, પુદ્ગલવિજયી ચેતનનું વિકસતું ગૌરવ છે. હું જ્ઞાન-આનંદનો અક્ષયપિંડ નિર્જીવ પરમાણુઓ ઉપર સાર્વભૌમસત્તા અનુભવું છું. એ સંવેદન વૈરાગ્ય મસ્તીનું દ્યોતક છે. આવા આત્મજ્ઞાનના ગૌરવ શીખરેથી જ વૈરાગ્યસરિતા વહેતી થશે અને પછી જ નિર્ભય થવાશે.

અનાદિકાળથી માનવરત્નોએ અનંત આકાશ સામે આંખ વીંધીને પ્રશ્ન કર્યો છે કે કોડહમ્ હું કોણ છું? એ પ્રશ્નનો જવાબ પણ આપણે શોધી વિજ્ઞાનની આ જડદુનિયામાં ચેતનનું ખોવાયેલું માહાત્મ્ય પુનર્જીવિત કરવું પડશે.

ચેતનની જેમ જેમ પ્રચંડ ઉંચાઈ દેખાશે તેમ તેમ જડની ઉંચાઈ ઘટતી જશે. અને એક સમય એવો આવશે કે જ્યારે ચેતન સર્વોચ્ચ બિંદુ ઉપર પ્રતિષ્ઠિત થશે ત્યારે જડની ઉંચાઈ એટલી તો નીચી પડી હશે કે તે ચેતનની ચરણરજ બની ત્યાં જ ચોંટી જશે. કારણ વિશ્વરચનામાં ઔચિત્યનો નિયમ એ કહે છે કે જે જ્યાં જેમ હોવું જોઈએ તે ત્યાં સ્થિર થવા માટે જ સર્વવિશ્વનિયમો કાર્ય કરે છે.

એ ન ભૂલતાં કે પુદ્ગલ પણ એનું બળ તમારા અધ્યવસાય, ચિત્તપરિણામ, વિચારમાંથી લે છે આથી, પુદ્ગલ પણ તમારૂં દેવાદાર છે. અને ભલા, લેણદારને દેવાદારનો ભય શેનો હોય? જે નિર્ભય હશે તે પુરી તાકાતથી સાધ્યમાં મગ્ન થશે.

(૬) **સ્થિરતા અષ્ટક**

આપણે જગતમાં બધા પદાર્થોનો અભ્યાસ કરીએ છીએ પણ મનનો અભ્યાસ કરતા નથી. યોગ એ મનનું વિજ્ઞાન છે. આપણા બધા સુખ-દુઃખનું કારણ મન છે. યોગ મન ઉપર પ્રભુત્વ લાવી સુખ-દુઃખ ઉપર પૂર્ણ પ્રભુત્વ લાવે છે.

યોગનો ઉદ્દેશ અસ્થિર મનને સ્થિર કરવાનો છે. અશાંત મનને શાંત કરવાનો છે. અનેક વિષયગામી મનને એક વિષયગામી બનાવી ને છેલ્લે નિર્વિચાર કરવાનું છે. સ્થિરતા જ યોગનું ચરમ લક્ષ્ય છે. જડ પદાર્થનું સ્વરૂપ શાશ્વત આત્માને બંધ બેસતું નથી તેથી મનમાં સંઘર્ષ થતો રહે છે અને સંઘર્ષમાંથી રુદ્રતા અને ઉગ્રતા જન્મે છે. આત્મા જ્યારે જડ પદાર્થનો આધાર છોડી દે છે અને આત્માના જ મૂળ સ્વરૂપનો આધાર પકડે છે; ત્યારે અસ્થિરતા ઓછી

થતી જાય છે. અને સ્થિરતા જમા થતી થાય છે. આધ્યાત્મિક વિજ્ઞાનનો એ નિયમ છે કે જેમ જેમ સ્થિરતા વધશે તેમ તેમ આનંદ વધશે અને જેમ જેમ અસ્થિરતા વધશે તેમ તેમ દુઃખ પણ વધશે. આ અષ્ટકમાં કર્તાએ અસ્થિરતાનું સ્વરૂપ એટલું તો કાતિલ બતાવ્યું છે કે તેનાથી ધર્મ મેઘ સમાધિ પણ વિખેરાઇ જાય છે.

સ્વસ્થતા છે. નિશ્ચય દૃષ્ટિએ સાધુઓનું પણ મન જો અસ્થિર હોય તો તે સંસારી છે અને સંસારીનું પણ મન જો સ્થિર હોય તો તે સાધુ છે.

આત્મિક ઉન્નતિનો આધાર માત્ર વેશ પરિવર્તન કે મસ્તક મુંડન નથી પણ સ્થિરતા અને શાંતિ bliss છે. આ અષ્ટકમાં કર્તાએ સ્થિરતાનું શ્રેષ્ઠ મહત્વ બતાવવા માટે એ પુરાવો આપ્યો છે કે સિદ્ધ ભગવાનનું ચારિત્ર્ય તે બીજું કશું જ નહિ પણ તેમના સ્થિર આત્મ-પ્રદેશો છે.

શરૂઆતમાં મનને સ્થિર કરવા માટે બાહ્ય સાધનો અને સ્થૂળ પુરુષાર્થની જરૂર છે પણ પછી તો એકવાર સાધનામાં મન થોડું સ્થિર થયું કે દિવ્ય આનંદની ઝલક તે પામે છે. પછી તો એ દિવ્ય આનંદની તેજ ધારાજ સ્થિરતાના વધુ ને વધુ અંશ પ્રગટાવે છે. પછી સ્થિર થવાનો પ્રયત્ન કરવો નથી પડતો પણ આપોઆપ સહજપણે થાય છે. એ અંતરનો આનંદ જ તેને સર્વ બાહ્ય દિશાઓમાંથી મોં ફેરવી લેવાનું અને અંતરમાં સ્થિર થવાનું બળ આપે છે.

સંસાર અને મોક્ષ જેમ બહાર છે તેમ આપણા અંતરમાં પણ છે. અંતરના પદાર્થમાં બાહ્ય તો માત્ર પડછાયો છે. તૃષ્ણા પીડિત મનને જે વ્યગ્રતા છે તે જ

સંસાર છે. અને તૃષ્ણા રહિત મનને જે પરિતાપ રહિત પ્રસન્નતા છે તે જ આપણા અંતરમાં રહેલ મોક્ષ છે. રેશમનો કીડો જેમ તેના મોંમાંથી તાંતણા કાઢી તેની આસપાસ એક કોશેટાનું કવચ રચે છે તેમ આપણે પણ આપણા મનમાંથી અનેક ઈચ્છાઓના તાંતણા ઊભા કરી આપણી આસપાસ સંસારનું દુર્ભેદ્ય કવચ ઉત્પન્ન કરીએ છીએ. ઉધઈની રાણી જેમ ક્ષણે ક્ષણે લાખો ઈંડા મૂકે છે તેમ આપણું મન ક્ષણે ક્ષણે નવી ઈચ્છાઓ જન્માવે છે. જાણે કે મનનું એ જ માત્ર કાર્ય છે. આ રીતે આપણે જ આપણી ચોરી કરીએ છીએ. આપણે જ આપણા આત્મધનની ચોરી કરીએ છીએ આથી તો યોગી 'આનંદઘને' ગાયું છે.

आप की आप ही जानत
और न कहत है चोर
मेरे घट ज्ञान भानु
भयो चोर

આત્મા જ આત્માની ચોરી કરે છે. બહારનો કોઈ ચોર નથી. આપણું મન જ શત્રુ અને મિત્ર બેઉ જ છે. આ જાતનો જ્ઞાન સૂરજ ઊગે તો ચેતન અને ચેતનાની વિરહ રાત્રીનો સુખદ અંત આવે.

એજ આનંદઘને' ગાયું કે 'आनंद घनाक

वल्लभव लागत और न लाख कीरोर। લાખો અને કરોડો પ્રિય લાગતા નથી માત્ર એક આનંદઘનરૂપ આત્મા જ પ્રિય માત્ર લાગે છે.

આવી પ્રેમધારા પ્રિયપાત્રમાં રહેવાથી એક અતીંદ્રિય તૃપ્તિ થાય છે અને તૃપ્ત આત્મા બહાર કાંઈ જોતો નથી. પ્રવૃત્તિનો ઘોંઘાટ સમી જાય છે અને સ્થિરતાનું સંગીત પ્રગટે છે. જડ અને ચેતનનું યથાર્થ મૂલ્ય સમજાય છે અને આત્મા સ્થિરતા આપવા પ્રગટે છે.

આ સ્થિરતા લાવવાનો પ્રાથમિક ઉપાય મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ છે. ભાવના અને ધ્યાનથી મન સ્થિર થાય છે અને ભાવનાઓમાં સૌ પ્રથમ મહત્વની ભાવના આ મૈત્રી આદિની છે. મૈત્રી એટલે સર્વ જીવો પ્રત્યે આત્મીયતાનું સંવેદન, ત્યાં મારૂં સુખ દુઃખ કે બીજાનું સુખ દુઃખ જેવા વિભાગો હોતા નથી. સહુનું સુખ દુઃખ મૈત્રી ભાવનામાં એકરૂપ બને છે. જાણે કે સ્વનો સર્વમાં સમાવેશ થાય છે. પ્રમોદ ભાવનાથી અન્યના ગુણ પ્રત્યેનું બહુમાન થાય છે. જ્યાં સહેજ પણ નજીવો ગુણ દેખાય ત્યાં જેનું મન આનંદિત થઈ ઉઠે તેને પ્રમોદ ભાવના પડી કહેવાય. કરૂણા ભાવના તે બીજાના દુઃખ જોઈ હૃદયનું દ્રવી જવું તે છે. આપણું દુઃખ આપણાથી સહન થતું નથી તેમ જ્યારે બીજાનું દુઃખ આપણાથી સહન ન થાય ત્યારે કરૂણા ભાવના પ્રગટી કહેવાય. કેટલીક વ્યક્તિઓ

(૭) મોહત્યાગાષ્ટક

સ્થિર થવા માટે મોહનો ત્યાગ જરૂરી છે.

મોહનો ત્યાગ શાથી થઇ શકે?

મોહ ક્યાંથી ઉત્પન્ન થાય છે તેનું ઉગમસ્થળ શોધે તો મોહત્યાગ શક્ય થાય.

પૂ. ઉપાધ્યાયજીએ શાસ્ત્રોના ઊંડા અવગાહનની ઉગ્ર જીવનતપશ્ચર્યા દ્વારા આ મોહનું ઉગમસ્થળ-ઉત્પત્તિ મૂલ ખૂબ શોધ્યું.

મોહ વર્તુળના મધ્ય ભાગમાં ઘઈ તેનું કેન્દ્ર કબ્જે કર્યું. તેમને જ્ઞાન થયું. દર્શન લાધ્યું કે :- સંસારના મૂળમાં આ હું અને મારૂં નો મોહ છે. આ આખો સંસાર 'હું અને મારૂં' માંથી ઉભો થયો છે. હું અને મારૂં આ શબ્દો પાપરૂપ નથી. પણ એ શબ્દોને જે પદાર્થો સાથે આપણે બાંધી દીધા છે તે પદાર્થોની છાયા પણ સંસારજ્વરનું ઉદ્દીપન કરનારી છે.

પૌદ્‌ગલિક સુખને જ સુખ માનવું તે અભ્યન્તર મિથ્યાત્વ છે. અજ્ઞાન છે. આ અજ્ઞાનને લીધે જ જેને હું માનવો જોઈએ તે હું મનાતો નથી, અને જેને મારૂં માનવું જોઈએ તે મારું મનાતું નથી. કોઈ લગતી ભ્રામક વસ્તુને જ હું મારૂં માની લેવામાં આવે છે. હું શુદ્ધ દ્રવ્ય છું. જ્ઞાન મારો ગુણ છે. અહિયાં હું અને મારૂં નો પ્રયોગ સફળ છે. સુયોગ્ય છે. હું જૈન છું, વીતરાગ મારા છે.—એવા એવા હું અને મારૂં ના પ્રયોગો શૂલ છે. વસ્તુતઃ હું અને મારૂં નું સાચું યથાર્થ જ્ઞાન અધ્યાત્મની પેદાશ છે. હું અને મારૂં ક્યાં લગાડવા જોઈએ અને ક્યાં ન લગાડવા જોઈએ તેનું ભાન પુદ્‌ગલમાં મૂર્છિત માનવ બુદ્ધિને નથી.

આપણે તો જ્યારે જ્યારે હું અને મારૂં બોલીએ ત્યારે સંસારના કિલ્લાને જમીનદોસ્ત કરવાને બદલે ઉપર વધુ ને વધુ ઈંટો મૂકી ઊંચો વધારીએ છીએ. હું અને મારૂં ના અસત્ય પ્રયોગથી આપણું પતન થયું છે.

સંસારી જીવ પ્રત્યેક વિચાર અને પ્રત્યેક ક્રિયા આ હું અને મારૂંને સુરક્ષિત રાખવા કરે છે. પળે પળે તે ધર્મક્રિયાથી ગુપ્ત રીતે ડરતો હોય છે. રખે ને હું અને મારૂંની તેની મિથ્યામતિ ધોવાઈ જાય!

મોહની એકચ્છત્રી રાજસત્તામાં સળગતો પૂળો મુકવો હોય તો હું અને મારૂં ની મોહ

નાખવી જોઈએ. સંસારની પૂર્ણાહૂતિ માટે હું નથી અને મારૂં નથીનો પ્રતિમંત્ર જપવો જોઈએ.

જ્યાં "મારૂં" માનો છો ત્યાં "મારૂં નહિ" માનો.

જ્યાં "હું" મૂકો છો ત્યાં "હું" નહિ મૂકો.

અહં મમ તે મોહનો મંત્ર.

નાહં ન મમ તે મોક્ષનો મંત્ર.

આટલું જાણ્યું કે મોહના દાંત તૂટશે અને તેની ચોટલી મુઠ્ઠીમાં આવી જશે.

એકવાર સંસારથી અસંતોષ થશે, મોક્ષની આતુરતા બેચેન કરશે કે તમારા પ્રાણના મધ્યબિંદુમાં એક વિરાટ પ્રશ્ન જાગશે "ખરો હું કોણ? મારૂં યથાર્થ સ્વરૂપ શું?" યથાર્થ "હું" ખોળ્યો કે યથાર્થ "મારૂં" સમજાઇ જશે.

હુંની વ્યાખ્યા બદલતાં મારાની વ્યાખ્યા આપોઆપ બદલાશે.

મારૂં મારૂં ની મમતા હુંમાંથી જ શરૂ થાય છે. હુંની જેવી જેટલી સમજ તેટલી મારૂં મારૂં ની તેવી તેટલી સમજ.

મિથ્યા હું ની સમજ છે ત્યાં મારૂં એટલે

મમતા. યથાર્થ હું ની સમજ છે ત્યાં મારૂં એટલે સમતા. શમ-સામ્રાજ્ય.

આપણે ક્ષણે ક્ષણે અનુભવીએ છીએ કે હું સુખી છું. હું દુઃખી છું. હું જ્ઞાની છું. હું અજ્ઞાની છું. આપણા બધા વિચાર-ઉચ્ચાર-આચાર આ હું થી જ શરુ થાય છે. પણ આ જે 'હું' તે આપણે માની લીધેલ હું છે. વેષધારી હું છે. રાજાના વેશમાં ડાકુ નો 'હું' છે. રોજ અન્યત્વ ભાવનામાં ઊંડા પેસી જવાથી આ વેશધારી હું નો પડદો ચીરી નંખાય છે. પડદો ચીરવો છે ત્યાં બુઠ્ઠી વસ્તુ ન ચાલે. નાહં ન મમ નું તીક્ષ્ણ ઓજાર જોઈશે.

સાચું જ્ઞાન થવા માટે ભ્રમો ભુંસાવા જોઈએ. જ્યાં ભ્રમ છે ત્યાં ભાન નથી. બેભાનદશા છે.

ભ્રમ અને ભાન બેઉ વિરોધી શબ્દો છે.

હું નો ભ્રમ તુટતાં જ હું નું સાચું ભાન થશે. એટલે પ્રથમ તો આ ભ્રમ તોડવો પડશે કે હું તે હું નથી. नाहं। મારૂં તે મારૂં નથી. न मम।

આ મંત્ર હૃદયવાણીમાં વણાયો કે નિર્લજ્જ મોહનું મ્હોં લેવાઈ જશે; તેને શિરોવેદના ઉઠશે. છડે ચોક ફરી નહિ શકે. ખૂણામાં લપાઈ જશે.

નાહં ન મમ ના પ્રતિમંત્ર નો પવન ફૂંકાતા

જ મોહની યશકલગીનું મોર-પિચ્છ ઉડતું ઉડતું નામોશીની અંધારી ખીણમાં ગબડી જશે.

ચારિત્ર્યધર્મનું સર્જન કરવાની અદ્ભૂત શક્તિ આ નાહં ન મમ ના પ્રતિમંત્રમાં છે.

આ શરીરં, ઇન્દ્રિય, વિષયો તે હું નથી. તેમની સાથે તન્મયતા કરનાર પણ હું નથી.

અન્ય જીવો તે પણ હું નથી.

કર્મ સંયોગથી થતી વિકૃત પરંપરાઓની ઉલ્ટી ગંગા તે પણ હું નથી. પત્ની-પુત્ર-પરિવાર-સ્વજન વગેરે હું નથી. ચિત્ત, બુદ્ધિ, પ્રાણ તે હું નથી.

આ આકાશ, કાળ, પુદ્ગલ ધર્માધર્માદિ દ્રવ્યો તે હું નથી. મિથ્યા કલ્પનાથી આ બધા સાથે હું એક થયો હતો. હવે ભિન્ન થાઉં છું. તેઓનો અને મારો માર્ગ જુદા છે. હું આ નથી. હું તે નથી. એમ વિચારતાં વિચારતાં મિથ્યા કલ્પનાઓનાં જાળાં સાફ થાય છે.

પુદ્ગલની ચેતન ઉપરની પકડ ઢીલી થાય છે. જીવ હળવાશ અનુભવે છે. આત્મતત્ત્વનો પ્રકાશ લાધે છે. સમજાય છે કે આમાંનું હું કશું જ નથી. આ બધાની બાદબાકી કરતાં જે અંતરમાં સરવાળો વધે છે તેનો ગુણાકાર જ હું છું. જે હું હતો તે હું નથી. પણ હું જે છું તેજ હું છું આ ભાન નિજાનંદની છોળો ઉત્પન્ન કરવા સમર્થ છે.

"અસંખ્યાત પ્રદેશરૂપ પોતાના ક્ષેત્રમાં અભેદ રૂપે પોતાના પર્યાયનો પરિણામ તે મારો છે. કેમકે સ્વ-સ્વરૂપને વિષે સ્વપણું અને પર-સ્વરૂપને વિષે પરપણું છે."

આ હું નથી અને આજ હું છું. આવી નાનકડી સમજ ખીલવવા માટે કેટલી સાધના કરવી પડે છે!

યથાર્થ હું-મારૂં ની બૌદ્ધિક સમજણ તો પાંચ મિનિટમાં આવી જાય છે પણ અજાગ્રત-અર્ધજાગ્રત (Unconscious, subconscious) મનમાં જે હું મારૂંના મિથ્યા સંસ્કાર અનાદિથી હતા તે ધોઈ નાખવા માટે અગ્નિસ્નાન કરી નવો અવતાર લેવો પડે છે. જન્મો-જન્મની જાગ્રતિથી જુનું સળગાવી નાંખવું પડે છે. નવાની મૂર્તિ ઘડવી પડે છે. ઊંડા ને વ્યાપક થયેલા અનાદિના સંસ્કારને તોડવા નિરંતર અન્યત્વ ભાવના સેવવી પડે છે.

આકાશ કાદવથી ક્યારેય લેપાતું નથી. ઔદયિક ભાવના પરિણામરૂપ આ વિશ્વની વિચિત્રતાઓમાં પણ જે લેપાતો નથી તે કર્મથી નિર્લેપ આકાશ જેમ બંધાતો નથી.

કર્મના ઉદયથી જે વસ્તુઓનો સંયોગ થયો છે તેમાં શાશ્વત આત્મા મમત્વથી બંધાઈ જાય છે.

માખી શ્લેષ્મમાં ચોંટી જાય છે તેમ તે ચોંટી જાય છે. આ પરદ્રવ્યમાં ખૂંચીજવાપણું તે જ સંસાર છે. મનને છુટ્ટું રાખવું જોઇએ. ક્યાંક તે મૂર્છા પામી અટકી ન જાય તે જોવું જોઇએ.

રામકૃષ્ણ પરમહંસ દાખલો આપતા કે આપણા મનની સ્થિતિ ઝાડ ઉપર બેઠેલ પંખી જેવી હોવી જોઇએ. ડાળી કદાચ તૂટી જાય તો તે પંખી તેની સાથે નીચે નથી પડી જતું. કારણ પક્ષી ડાળી સાથે બંધાયેલ નથી. પૌદ્ગલિક પદાર્થ ઉપર મન બેસે તો બેસવા દો પણ ત્યા બંધાઇ જવું ન જોઈએ. બંધાઇ જવું તેજ ગુલામી છે. તે સ્વીકારતાં જ તમે તમારા શહેનશાહપદના બધાં હક્કો પરસત્તાને લખી આપો છો. મને કોણ બાંધી શકે? આ વાદળો, ચંદ્ર, સૂર્ય અને તારાઓની પેલી પાર જ્યાં મારી અનંત સત્તા અબાધપણે સર્વત્ર વિસ્તરી રહી છે તેવા વાયુ જેમ બંધનરહિત મને કોણ ગીરફતાર કરશે? વિધિનો કયો પદાર્થ, કયું ક્ષેત્ર, કયો કાળ અને કયો ભાવ મારા અસીમ માહાત્મ્યને સીમાનું બંધન આપવા પડકાર કરશે?

મારી સહજ દિશા આત્મજાગૃતિ અને આંતર-પુરુષાર્થની છે. એકવાર તે દિશા પકડાઈ કે કોઈ મને ઘોલો તેમ કહી શકશે નહિ, તો પછી બિચારા આ પરપુદ્ગલપદાર્થ જે કર્મોદયથી ઉત્પન્ન થાય છે તે

નાશ પામે છે. તેનું શું ગજું કે તે મારી આત્મમસ્તી સાથે અડપલાં કરે? મન લપેટાયું કે પાપ શરૂ થાય છે. મન પરપદાર્થમાંથી છૂટયું કે પાપનો અંત આવે છે. માત્ર જોવા–જાણવામાં પાપ નથી. જાણ્યા પછી ચિત્તતંત્રમાં જે સંવેદનની લહરી ઉત્પન્ન થાય છે કે આ સારૂં છે માટે પ્રિય છે. આ ખરાબ છે માટે અપ્રિય છે. ત્યારે જ પાપની સૃષ્ટિનો જન્મ થાય છે. પૂર્વે લખ્યું તેમ સિદ્ધ ભગવાન સર્વજ્ઞ હોવાથી કોઇ વસ્તુ તેમને માટે અજ્ઞેય નથી.

આથી જગતના સિનેપટ ઉપર ભૂત, ભવિષ્ય, વર્તમાનની જેટલી ફિલ્મો ઉતરી છે, ઉતરવાની છે અને ઉતરે છે તે બધી ફિલ્મો બધા થિયેટરમાં તેમને એક સાથે દેખાય છે. છતાં તેમને પાપ નથી. દર્પણ જેવા તે અવિકારી છે.

ત્યાં માત્ર જ્ઞચેતના છે, રાગ–દ્વેષરૂપ કર્મ ચેતના કે સુખ–દુઃખરૂપ કર્મફલચેતના નથી.

દર્પણને કોઈ ઈષ્ટ–અનિષ્ટ નથી. રાજા અને ચમારનું પ્રતિબિંબ તે એક સરખું પાડે છે.

આત્મ–સ્વભાવમાં ચૌદે રાજલોકના બ્રહ્માંડને પ્રતિબિંબિત કરતાં સિદ્ધભગવાન પણ નરકના દૃશ્યોથી ત્રાસ–ઉદ્વિગ્નતાનો ઉકળાટ અનુભવતા નથી કે સ્વર્ગની અપ્સરા સમૂહથી ઉર્મિતંત્રને ઉલ્લસિત કરતા નથી. ત્યાં ઉકળાટ નથી; ઉલ્લાસ પણ નથી.

માત્ર જોવું અને જાણવું તે જ સત્ય છે.

જે જાણેલું છે, તેમાં રાગ દ્વેષ થવો, સુખ દુઃખ પામવું તે ભ્રમ છે. અસત્ય છે. મિથ્યા કલ્પના છે. ઇષ્ટ—અનિષ્ટના કાલ્પનિક વિભાગનું પરિણામ છે.

સિદ્ધ ભગવાનમાં ઉન્મનીભાવ છે. અમનસ્ક દશા છે. ઇષ્ટ—અનિષ્ટ વિકલ્પોના વમળ રહિત આત્મ-સમુદ્રની શાંત—પ્રસન્ન--ગંભીર એક સરખી સહજ સપાટી છે.

સંસારનું બધું દુઃખ આ ઇષ્ટ—અનિષ્ટ કલ્પનાના માની લીધેલ ભ્રમમાંથી ઉત્પન્ન થયું છે. દુઃખનો નાશ એ ભ્રમના નાશમાંથી જ થાય છે.

પૂ. ઉપાધ્યાયજી અધ્યાત્મસારમાં એ દષ્ટાંત આપે છે કે કોઈ સ્ત્રીને ભ્રમ થાય કે મારા ગળામાં સુવર્ણ-હાર હતો તે કોઈએ ખેંચી લીધો છે. તે ભ્રમથી બેબાકળી બની જશે તુરત ગળા ઉપર હાથ મૂકશે. સુવર્ણહાર ત્યાં જ છે. ભ્રમ દૂર થાય છે. તેનો ઉકળાટ અને બેચેની પણ દૂર થાય છે.

જીવને આવો જ કોઈ ભ્રમ થયો છે. મારૂં સુખ મારી પાસે નથી. પુદ્ગલોના ચિત્ર—વિચિત્ર વિલાસોમાં તે છુપાઈ ગયું છે. જ્ઞાની મહાત્મા તેને આંગળી ચીંધે છે. તારા સુખનો સુવર્ણહાર તારા ગળામાં જ છે. ભ્રમ

શાંત થાય છે. આત્મા સ્વસ્થ બને છે. અને પૂ. હરિભદ્રસૂરિજી કહે છે તેમ આ સ્વસ્થતા તે જ પરમ આનંદ છે. सुस्वास्थ्यं च परमानंद इति। આપણા બધા સુખ દુઃખો કાલ્પનિક છે. આપણે જ મિથ્યા કલ્પનાથી ઉત્પન્ન કર્યા છે. સંસારી જીવના સમસ્ત દુર્ભાગ્યનું મૂળ આ વિકૃત કલ્પના છે. સત્ય મળતાં ભ્રમ તૂટી જશે કે ભ્રમ તૂટતા સત્ય મળશે? એ તાર્કિક દલીલોમાં બરબાદ થયા વિના અનુભવના પ્રયોગક્ષેત્રે સાધનાનું પૂર ઉમેરવું જોઈએ.

ચિત્તની મૂર્છા તોડવી પડશે. મોહત્યાગ કરવો પડશે. મોહત્યાગ એટલે જ આ ઔદયિક કર્મફલરૂપ વિવિધ પદાર્થોમાં ન મુંઝાવું તે. પર પદાર્થનું વાસ્તવિક મૂલ્ય સમજાય તો ગભરાટ રહે નહિ. ઊંધે પાટે ચઢાય નહિ. નાનો બાળક પાઘડી અને મૂછ પહેરી હાથમાં દંડો ઉંચકતો આવે તો કોઈ તેને બહારવટીયો ધારી ગભરાશે નહિ કારણ બાળકનું વાસ્તવિક મૂલ્ય આપણે જાણીએ છીએ.

મોહત્યાગનું રહસ્ય વસ્તુનું યથાર્થ મૂલ્યાંકન છે. જ્યાં જેનું જેટલું મૂલ્ય છે તે ઓળખવું પછી ચિત્ત જ્યાં જવા જેવું છે ત્યાં જ જશે. આજે ચિત્ત જ્યાં જવા જેવું નથી ત્યાં જાય છે. કારણ વસ્તુના ખોટા મૂલ્યો આપવાની ભૂલ કરીએ છીએ. ફૂટી બે બદામ કે કાણી કોડીનું મૂલ્ય નથી તેની

લાખ સોનામહોર આપી દઈએ છીએ. આપણી જાત વેચી દઈએ છીએ. પેઢીનું દેવાળુ પછી નીકળી જાય છે. ઘાસના એક પૂળાના બદલામાં જે એક કીંમતી મણીમુદ્રા આપે તેને આપણે બુદ્ધિનો દેવાળીઓ કહીએ છીએ. પણ પુદ્ગલ દ્રવ્યના લુખ્ખા સુકા ટુકડા માટે આત્માની સમગ્ર તાકાત ગટરમાંના કાદવ–કીચડમાં રેડી દેનારને આપણે વ્યવહારકુશળ કહીએ છીએ !

આ વિશ્વ આખું ઔદયિકભાવમાં બેઠેલું છે. કર્મની વિષમતાનું ફળ છે.

કર્મના ઉદયે જ આપણી આજુબાજુની સઘળી પરિસ્થિતિ સર્જી છે. કર્મનો ઉદય જ તે પરિસ્થિતિ પ્રત્યે આપણામાં ગમો-અણગમો અને સુખ–દુઃખ ઉત્પન્ન કરે છે. ક્ષાયિક ભાવનો અધિકારી જીવ ઔદયિક ભાવમાં જકડાઈ ગયો છે. આ ઔદયિક ભાવ તેનું સ્વરૂપ ભુલાવી દે છે ભ્રમમાં નાંખે છે. મૂર્છા ઉત્પન્ન કરે છે. પણ કયારેક આ ભવ્ય જીવનું આંતરપ્રજ્ઞા ખીલે છે. કર્મની ચિત્ર–વિચિત્રતા સમજાય છે. ગંદકીમાં રહેનાર કે જંગલમાં રખડનાર પછી તેને નવાઈ પમાડતા નથી. રાજરમણી કે ચાંડાલ કન્યા તેને આગમાં નાંખતી નથી. કેન્સર કે કોલેરાથી રિબાતો દરદી કે બરફના પર્વતો ખૂંદી વળતો સાહસવીર કોઈ તેને

તે વિષમતાનું રહસ્ય સમજાય છે. બધું જ કર્મના ઉદયનું ફળ છે.

આ કર્મવૈષમ્ય પાછળની આત્મ-સમાનતા તે ઓળખે છે. તેનું ચિત્ત સ્થિર અને શાંત રહે છે. સદા આનંદિત રહે છે. ચોવીસ કલાકની સ્થિતિ રૂપ સમાધિ મેળવે છે. વૃત્તિરૂપ સમાધિ તો ભાંગના નશા જેમ ચઢે-ઊતરે. આ સ્થિતિરૂપ સમાધિ તો તેને આત્મરત્નની કાંતિ જેમ સદા વળગી રહે છે.

કર્મના સંબંધો ક્ષણિક છે. હું તો ત્રણે કાળમાં વ્યાપ્ત અખંડીત આત્મસત્તા છું, આ ભાન તેને મોહની ખીણમાં પગલું ભૂલવા નથી દેતું. ઔદયિક ભાવનું ચિંતન સતત જરૂરી છે. ઔદયિક ભાવનું ચિંતન, મનન, ઔપશમિક, ક્ષાયોપશમિક, પરિણામિક અને ક્ષાયિક ભાવમાં લઈ જશે.

ક્ષાયિક ભાવમાં સ્થાપિત થવા માટે ઔદયિક ભાવ સમજવો ખૂબ જરૂરી છે.

સંસારની પ્રત્યેક ઘટના ઔદયિક ભાવનો અભ્યાસ કરાવે છે, કર્મના ઉદયનું રહસ્ય ખુલ્લું કરે છે.

ઔદયિક ભાવ મોહની કપટ-કળા દાવપેચ ખુલ્લા કરે છે. પછી તેને સમજાય છે કે આ નાટક છે. ભવચક્રપુરની પ્રત્યેક પોળમાં ભજવાતું પરદ્રવ્ય નાટક છે. હમણાં છેલ્લો અંક પૂરો થશે, પડદો પડશે. અને

ખુરશી ખાલી કરવી પડશે. નહિ કરીએ તો ડોરકીપર બાંય ઝાલીને બહાર ફેંકી દેશે. બીજા શો માટે તે જુની ટિકિટ ચાલશે નહિ. નાટકના તખ્તા ઉપર ક્ષણમાં સુંદર હવેલીનો દેખાવ આવે તો ક્ષણમાં ધર્મ-શાળ.નો આવે. ખરી રીતે તો ત્યાં હવેલીએ નથી અને ધર્મશાળા યે નથી. ઘડીકમાં નાચનારીનો જલસો આવે તો ઘડીકમાં સાધ્વીનું ભજન. પણ નાટકના તખ્તા ઉપર વારાંગના પણ નથી અને સાધ્વી પણ નથી. માત્ર સેટીંગ—પૂંઠાના ખોખાઓ અને વસીવતુધળની જ ત્યાં કપટકળા છે. પરદ્રવ્યનું નાટક જે ભવચક્રપુરમાં ચાલી રહ્યું છે ત્યાં પણ આવી સ્વપ્નમૂલક ભ્રાંતિ જ છે. પ્રેક્ષક તે સમજી શકે છે. કારણ તે માત્ર જોનાર છે, જાણનાર છે.

આપણું નાટક તો એકાદ બે થીયેટરમાં જ ચાલે. આ સંસાર નાટક તો ભવચક્રપુરની પ્રત્યેક ગલીએ ગલીમાં ચાલે છે. તે ગલીઓ એકેન્દ્રિય, વિકલે-ન્દ્રિયાદિ છે. પ્રત્યેક જીવ એક એક ભિન્ન રહસ્ય કથા ભજવતું જીવતું જાગતું મોહનાટક છે. નિર્જીવ સૂક્ષ્મ પરમાણુઓથી તેના આત્મપ્રદેશમાં મોહમદિરાનો નશો ઉત્પન્ન કરે છે અને આ ભાઈસાહેબ એક પછી એક ગોખેલો સંવાદ લથડતે પગે તખ્તા ઉપર ભજવી જાય છે. આ નાટક જોઈ કોણ ખુશ થાય છે તે તો ખબર નથી કારણ સંસાર નગરનો પ્રત્યેક નિવાસી

અહીં નાટકનો પ્રેક્ષક નથી; નાટકનું પાત્ર છે. માત્ર મોહરાજા જ રાજી થતો હોય છે. સારો સંસાર-નાટકમાં કલ્પાંત કરતો હોય છે.

નાટકના પ્રેક્ષક બનો, પાત્ર ન બનો. Do not be an actor, be a spectator. પછી જ સંસાર, હૃદયમાં પેસી શકશે નહિ. નાટકના પાત્રના ગ્લીસરીનના આંસુ પ્રેક્ષકને ગંભીર કરી શકતા નથી.

મોહદૃષ્ટિ બંધ થાય છે ત્યારે જ્ઞાનદૃષ્ટિ ઉઘડે છે, તે સમયે સમજાય છે કે આ સંસાર જે સોહામણો લાગતો હતો તે બિહામણો લાગે છે. તે એક એવું દારૂ પીઠું છે. જેમાં પીધેલો ઉન્મત્ત થઈ બે હાથ ઊંચા કરી તાળીઓ પાડે છે. ત્યાં માનસિક ત્રાસ અને આત્મહત્યાનું ઘોર વાતાવરણ ઊભું છે. ચીસાચીસ અને કર્ણ કટુ કીકીઆરીઓ છે. સમજુ લોકો ત્રાસીને નાસી જાય છે. આ દારૂના પીઠામાં વિકલ્પની એક મદ્ય પ્યાલી પીતા; દસ મદ્ય પ્યાલીની તૃષા જાગે છે. માત્ર જ્ઞાનદૃષ્ટિ ખૂલવાની વાર છે પછી મૂર્ચ્છા તૂટે છે અને ચેતન સભાન થાય છે. ભુલો પડેલો આત્મા સ્વગૃહે પાછો આવે છે. ગમે તેટલો દૂર નીકળી ગયો હોય પણ આત્મા આખરે ક્યારેક પાછો તો ફરે જ છે. જ્યારે સ્વગૃહ પ્રવેશની ઉત્કંઠા જાગે છે ત્યારે વિશ્વની કોઇ તાકાત તેને તેમ કરતાં રોકી શકતી નથી ત્યારે તેનું અગણિત ભવસંચિત

પાપ પણ સ્વગૃહ પ્રવેશમાં નડતર રૂપ નથી થતું. જ્યારે આત્મા જાગે છે. ત્યારે તેના ગૌરવનું ઔચિત્ય કેવળ એકમાત્ર સ્વરૂપ-રમણતામાં છે.

આજે આપણને જડપદાર્થમાં સુખની ભ્રાંતિ થઈ છે. એ આરોપિત સુખમાં શ્રદ્ધા તે જ અભ્યંતર મિથ્યાત્વ છે. આરોપિત સુખ નહીં જોઇએ. અનારોપિત સુખ જ જોઈશે. આ શ્રદ્ધા મિથ્યા કલ્પનાઓને તોડી નાખે છે. મિથ્યા કલ્પનાથી શું દહાડો વળે? સ્વપ્નામાં મિષ્ટાન્નના થાળ ખાવાથી કાંઈ પેટ ભરાતું નથી. સ્વપ્નામાં ચેક બુકમાં સહી કરવાથી બેંકનો કેશીયર કાંઈ તમારા હાથમાં નોટોના બંડલો મૂકવાનો નથી અને સ્વપ્નામાં છ ઘોડાની બગીમાં સ્વારી કરી આવો તો પણ તમે પથારીમાં ને પથારીમાં જ રહેવાના. પુદ્ગલ અપેક્ષિત આરોપિત સુખ એ આવું એક સ્વપ્ન જ છે, જે તમને જેવા છો તેવાજ રાખે છે. મોહનો ત્યાગ કરવાથી અનારોપિત સુખ અનુભવાય છે.

મોહના ત્યાગથી જ માત્ર સ્વસંવેદન અનુભવાય છે. આવા આત્માનુભવને હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના છેલ્લા પ્રકાશમાં વર્ણવ્યું છે. તેઓ લખે છે કે આ અનુભવ પાસે અમૃત પણ અમૃત નથી. મધ પણ ત્યાં કડવું લાગે છે. ચાંદની પણ શીતળ રહેતી નથી. એટલો મધુર અને શીતળ એ આત્મ અનુભવ છે, એ અનુભવમાં જાણે કે શરીર વીખેરાઈ ગયું હોય, જાણે કે બળી ગયું હોય અને અવિદ્યમાન હોય તેમ લાગે છે.

શ્વાસોશ્વાસનું ત્યાં ઉન્મૂલન થયું છે. આવો અમૃતાનુભવ અહીં અત્યારે અનુભવવો શક્ય છે. જો મોહત્યાગાષ્ટકમાં આપેલ ઉપાધ્યાયજીની શીખામણ આપણે આચરીએ તો.

જે મહાપુરૂષો મોહનો ત્યાગ કરે છે તેમને ક્યાંય બહાર જવાનું રહેતું નથી. પછી ભૂલાં પડવાની તો વાત જ શી? તેના જ્ઞાન દર્પણમાં વિશુદ્ધ પંચાચારનું નિર્મળ પ્રતિબિંબ પડે છે અને તે સ્વયં પૂર્ણ બને છે. સમગ્ર સંસારની સળગતી જવાળામાં તે અજેય અને નિર્ભય યોદ્ધો બને છે. મુક્તિ-સુંદરી તેનો સ્વીકાર કરવા ઊંચી પાંપણે અધીરી બને છે. આ સ્વયં તૃપ્ત આત્મા જે આત્મ-મસ્તી અનુભવે છે. તેની સરખામણીમાં દુનિયાનો કોઈ પદાર્થ ઉભો રહી શકતો નથી. મોહનો ત્યાગ એટલે આત્માનો ઉપભોગ.



જ્ઞાનને, 'पियूषम् असमुद्रोत्थं' સમુદ્ર વગર ઉત્પન્ન થયેલ અમૃત કહે છે. જેને પીવાથી માનવી અમર થઈ જાય તે અમૃત છે. જ્ઞાન જો તેના સાચા અર્થમાં જ્ઞાન હોય તો આપણને અમર કરે છે. જ્ઞાન મૃત્યુને જીતવાની શક્તિ ધરાવે છે. જે જ્ઞાન; મૃત્યુ દાંતિયા કાઢતું હોય ત્યારે દગાખોર મિત્રની જેમ ખસી જાય તે જ્ઞાન માત્ર સ્થૂલ પદાર્થોની હકીકતરૂપે જ છે. તે જ્ઞાન લાકડાના લાડુ રૂપ છે તેથી અમરત્વની ભૂખ લાગતી નથી. જ્ઞાનની તો એ તાકાત છે કે મૃત્યુને પણ મંગલમય આશીર્વાદ બનાવે. મૃત્યુની આસપાસના કાલ્પનિક ભયો તોડી નાંખે અને આપણને સમજાવે કે મૃત્યુ ખરેખર મૃત્યુ નથી પણ વિરાટ જીવનમાં પ્રવેશવાનું મંગલ દ્વાર છે. મૃત્યુ જ જીવનની વાસ્તવિક સમજણ આપે છે. જીવનનું વિજ્ઞાન મૃત્યુના પીરીયડમાં ખરેખર સમજાય છે. માનવીનો મોટામાં મોટો ભય આ જીવનમાંથી

છે તે પણ એક અર્થમાં સમુદ્ર છે. પણ આપણા જીવજંતુઓથી ભરેલ ખારા સમુદ્રથી જુદો એ સમુદ્ર ક્ષીરસાગર છે. અમૃતમય તેના મોજાઓ હૃદયતટે વીખેરાય છે. ત્યારે આત્માના અનંત સામર્થ્યની સ્તુતિ ગવાય છે. આ સમુદ્રમાં ઓટ નથી કેવળ ભરતી જ છે; વધુને વધુ ઉછળતાં મોજાં છે જે આત્માને તેના અનંત આશ્ચર્યોમાં ધકેલે છે. જે મોજાઓની મસ્તી પાસે ચક્રવર્તીના મુગટ અને ઈંદ્રોની ગાંધર્વસભા એક કરૂણ દૃશ્ય બની જાય છે; આવા એ આધ્યાત્મિક સંવેદનમાંથી અંતર્જ્ઞાન સર્જાય છે. એ જ્ઞાનમાં સંસાર પ્રત્યે થાક, કંટાળો ને ભય શરૂઆતમાં હોય છે. પણ પછી જતા રહે છે. એ જ્ઞાનમાં પછી સંસાર પણ જ્ઞેયરૂપે સુંદર લાગે છે કારણ કે સંસાર તેને માટે મુક્તિનું ઘર બને છે. આધ્યાત્મિક તાલીમની વિદ્યાપીઠ બને છે. કબીરની જેમ એ જ્ઞાનમાં તેને દેહ પણ રંગીન ઉદ્યાન જેવો મનોહર લાગે છે. કારણ દેહ તેને માટે ચારિત્ર્યનું સાધન બની જાય છે આ જ્ઞાનને બીજી ઉપમા रसायनमनौषधम् ની આપી છે. ઔષધિ વગર ઉત્પન્ન થયેલ રસાયણ કહ્યું છે. જ્ઞાનનું એ રસાયણ તમે તમારા મસ્તકે ચોપડો અને તમે કથીરમાંથી વીર અને વીરમાંથી મહાવીર બનશો. જ્ઞાનનું એ રસાયણ તમે લગાડશો અને તાંબામાંથી સોનુ બની જશો. કણમાંથી સોનામહોર બની જશો. જ્ઞાનનું એ રસાયણ લગાડશો અને તમારો સંસાર જ્વર અદૃશ્ય થશે. તમારી આધ્યાત્મિક

કાયા નિરોગી બનશે. ક્રોધનો ઉકળાટ, ઈર્ષ્યાનું શૂળ, લોભનો ટાઢિયો તાવ બધું જ છુમંતર થઈ જશે.

જ્ઞાનનું એ રસાયણ રસ્તાના રખડુ ભિખારીને રાજ રાજેશ્વરની ખુમારી આપે છે. કોઈ અદ્‌ભુત ચમત્કાર સર્જે છે. આ જ્ઞાનનું અદ્વિતીય રસાયણ, તમને મળશે ક્યાં ? કોઈ ગાંધીની હાટડીમાં કે કોઈ કેમીસ્ટના કાઉન્ટર ઉપર ? ક્યાં મળશે આ રસાયણ ? કોઈ ડોકટરનાં પ્રીસ્ક્રીપ્શનમાં કે ઔષધિના મૂળિયામાં ?

ના. આ રસાયણ મળશે ગુરૂદેવના ચક્ષુની અમૃતવર્ષામાંથી જ્ઞાનનું આ રસાયણ મળશે જીવનયાત્રાના મહાપુરૂષાર્થમાંથી. જ્યાં રખડપાટ છે. ત્યાં વેઠ છે. મજૂરી છે. જ્યાં પ્રવાસ છે ત્યાં કોઈ શોખ છે. રખડપાટ અને પ્રવાસમાં જે નથી તે યાત્રામાં છે. જીવન એક તીર્થયાત્રા છે. જેને અંતે જીનેશ્વરની રમ્ય પ્રતિમા એક જીવંત બળરૂપે પ્રતીક્ષા કરે છે; એ તીર્થયાત્રામાં પગલાં માંડતા માંડતા જ્ઞાનની બારાખડી શીખાય છે. જીવનથી વિમુખ થઈને કોઈ સત્ય શીખાતું નથી; આવું જ્ઞાનનું મહારસાયણ ગુરૂની છત્રછાયામાં થતી તીર્થયાત્રામાંથી મળે છે. એ જ્ઞાનની કિંમત ચૂકવવી પડે છે. આરામ ખુરશી ઉપર પંખા નીચે બેસી પુસ્તકો વાંચવાથી કાંઈ તે જ્ઞાન સ્ફૂરતું નથી. પહાડોની મસ્ત

હવામાંથી તે જ્ઞાન પ્રસરે છે. કોઈ વીરલ યોગી ગેંડાના શીંગડાની જેમ અંતરથી એકાકી બની, ગ્રીષ્મના ધખતા ધોમમાં ઉઘાડા માથે, ઉઘાડા પગે, નિર્જળા ઉપવાસો કરી જે સંવેદન અનુભવે છે કે "હું દેહ નથી" તે સંવેદનમાંથી આ જ્ઞાનગંગાનો પ્રવાહ નીચે ઉતરે છે. આવું જ્ઞાન એક અદ્દ્ભૂત રસાયણ છે. જે સંસારના રોગ હણે છે અને મુકિતનું સુસ્વાસ્થ્ય આપે છે. એવી સુસ્વસ્થતા એટલે ઉત્સુકતાનો અભાવ. એમ હરિભદ્રસૂરિજી લખે છે અને એવી સુસ્વસ્થતા તે જ પરમાનંદ છે. એમ પણ તેઓ લખે છે. सुस्वास्थ्यम् च परमानंद इति

જ્ઞાનની ત્રીજી ઉપમા છે अनन्यापेक्षमैश्वर्यं ।

જ્ઞાન એક એવું ઐશ્વર્ય છે જેને કોઇની અપેક્ષા નથી. જ્ઞાની તેના આત્મસંતોષના રાજૈશ્વર્ય ટકાવવા કોઇનો હાથ પકડતો નથી. પોતાની જ અકલ્પ્ય તાકાત ઉપર તે નીડરતાથી ઊભો છે આ નિર્ભયતા જ તેનું ઐશ્વર્ય છે. જ્ઞાની નિર્ભર છે. આથી તેનું ઐશ્વર્ય લૂંટાઈ જતું નથી; ચોરાઇ જતું નથી, લુપ્ત થતું નથી. આપણું ઐશ્વર્ય સંસારના ભયો પાસે છિન્નભિન્ન થઈ જાય છે. એટલા બધા ભયો આપણને વીંટાળી લે છે કે આપણને તેમાંથી બચવા રસ્તામાં જે મળે તેને ભાઈબાપા કહીએ છીએ; જે મળે તેના ખભે માથું મૂકી પોક મૂકીએ છીએ. જેની પાસે ચૌદ રાજલોકમાં

સમણામાં લાલ ચાઠું કરે છે ત્યારે તેની પ્રસન્નતા વધી જાય છે. તે વિચારે છે કે જીવન કેટલું-કેટલું શીખવી જાય છે. અભિમાન ન કરવું નો પાઠ પત્થર મારી માયાળુ કુદરત કેટલી સફેશાઈથી શીખવે છે! કોઈ બાહ્ય પરિસ્થિતિના અનુકૂળ વળાંક ઉપર તેના ચિત્તની પ્રસન્ન સ્થિતિ આધાર રાખતી નથી. હકીકત તો એમ છે કે સર્વ બાહ્ય સ્થિતિ તેના ચિત્તની અનુજ્ઞા મેળવીને જ ત્યાંથી પસાર થાય છે. તેની ભ્રકુટિના એક વળાંક માત્રથી બાહ્ય સંજોગોની રચના ફૂટી જાય છે. તે જે ઇચ્છે છે તે થાય છે. પણ ખરું પૂછતાં તે કશું જ ઇચ્છતો નથી અને જ્ઞાનીનું ખરું બળ તેની આ ઇચ્છા રહિતતામાંથી, નિષ્કામ મનોભાવમાંથી આવે છે. તે જ તેનું ખરું ઐશ્વર્ય છે. કારણ તૃષ્ણાથી આવતી દીનતા તેનામાં ક્ષોભ નથી. 'शुद्धात्म द्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम' તે ભાન સ્વદ્રવ્યગુણ-પર્યાયમાં રમણતા લાવી દે. આપણા શુદ્ધ ગુણોને આપણે જાણતા નથી. આજે જ્ઞાન ખૂબ વધ્યું છે. ફાંસીના તખ્તાથી ખૂનીને કેમ બૌદ્ધિક દલીલોના બળે છોડાવવો એ જાણે તે જ્ઞાની કહેવાય છે. સામાન્ય રોગી પાસેથી છ મહિનાનું બીલ કેમ પડાવવું તે વિચારતા ડૉકટરને જ્ઞાની કહેવાય છે. આજે નિષ્ણાતોની જમાત ભેગી થાય છે. હસ્તાક્ષર નિષ્ણાતો ગ્રેફોલોજી નામનું શાસ્ત્ર

છવાઈ જાય તેટલું અખૂટ આત્મૈશ્વર્ય છે તે જ્યારે વાતવાતમાં માથે ઓઢી પોક મૂકે ત્યારે તેને જ્ઞાની કેમ કહેવો ? જ્ઞાનીનું ઐશ્વર્ય કોઈ સંસારના રૂપિયા જેવું નથી; જે વાપરવાથી ખૂટે. જેને તિજોરી ભાંગીને કોઈ લઈ જઈ શકે. જેની પાછળ સાતે વ્યસનો પ્રેતપિશાચની જેમ ધૂણતાં હોય. જ્ઞાનીનું ઐશ્વર્ય તેના ચિત્તની નિર્મળતામાંથી આવે છે. તેનું ઐશ્વર્ય સર્વ વસ્તુઓ પરના તેના પ્રભુત્વ ઉપરથી આવે છે. જ્ઞાનીનું પ્રભુત્વ સર્વ વસ્તુઓ ઉપર છે. કારણ સર્વ વસ્તુઓનું યથાર્થ મૂલ્યાંકન કરીને તે તે વસ્તુઓથી યોગ્ય છેટાપણું Proper distance રાખે છે. હરેક બહારની વસ્તુઓથી તે જેટલા દૂર ઊભા રહેવું જોઈએ તેટલો દૂર ઊભો રહે છે. આધ્યાત્મિક સત્યોથી જેટલાં નજીક ઊભા રહેવું જોઈએ. તેટલો નજીક તે ઊભો રહે છે. દૂર નજીકનું આધ્યાત્મિક ગણિત જાણનાર પદાર્થ ઉપર તેનું પ્રભુત્વ છે. આજ ઐશ્વર્ય છે. સુંદર સ્ત્રી આવે તો તે જીભ બહાર કાઢતો નથી. આલિશાન ઇમારત જુએ તો તેની આંખ ચઢી જતી નથી. 'વાહ વાહ' કરનાર પ્રશંસકોનું ટોળું આવે તો તેના કાન લાંબા થતા નથી. તેનું મુખ હર હંમેશ, હર સ્થિતિમાં શાંત, સ્વસ્થ અને પ્રસન્ન છે. આ અખંડ પ્રસન્નધારા જ તેનું ઐશ્વર્ય છે. તેની પ્રસન્નતા હારતોરા ઉપર કે કીર્તિસ્મારકની તખ્તી ઉપર અવલંબિત નથી. ક્યારેક કોઈ દુષ્ટ ફેંકેલ પત્થરો તેના

લમણામાં લાલ ચાઠું કરે છે ત્યારે તેની પ્રસન્નતા વધી જાય છે. તે વિચારે છે કે જીવન કેટલું-કેટલું શીખવી જાય છે. અભિમાન ન કરવું નો પાઠ પત્થર મારી માયાળુ કુદરત કેટલી સહેલાઈથી શીખવે છે! કોઈ બાહ્ય પરિસ્થિતિના અનુકૂળ વળાંક ઉપર તેના ચિત્તની પ્રસન્ન સ્થિતિ આધાર રાખતી નથી. હકીકત તો એમ છે કે સર્વ બાહ્ય સ્થિતિ તેના ચિત્તની અનુજ્ઞા મેળવીને જ ત્યાંથી પસાર થાય છે. તેની ભ્રકુટિના એક વળાંક માત્રથી બાહ્ય સંજોગોની રચના ફૂટી જાય છે. તે જે ઈચ્છે છે તે થાય છે. પણ ખરૂં પૂછતાં તે કશું જ ઇચ્છતો નથી અને જ્ઞાનીનું ખરૂં બળ તેની આ ઈચ્છા રહિતતામાંથી, નિષ્કામ મનોભાવમાંથી આવે છે. તે જ તેનું ખરૂં ઐશ્વર્ય છે. કારણ તૃષ્ણાથી આવતી દીનતા તેનામાં ક્ષોભ નથી. 'शुद्धात्म द्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम' તે ભાન સ્વદ્રવ્યગુણ-પર્યાયમાં રમણતા લાવી દે. આપણા શુદ્ધ ગુણોને આપણે જાણતા નથી. આજે જ્ઞાન ખૂબ વધ્યું છે. ફાંસીના તખ્તાથી ખુનીને કેમ બૌદ્ધિક દલીલોના બળે છોડાવવો એ જાણે તે જ્ઞાની કહેવાય છે. સામાન્ય રોગી પાસેથી છ મહિનાનું બીલ કેમ પડાવવું તે વિચારતા ડોકટરને જ્ઞાની કહેવાય છે. આજે નિષ્ણાતોની જમાત ભેગી થાય છે. હસ્તાક્ષર નિષ્ણાતો ગ્રેફોલોજી નામનું શાસ્ત્ર

છવાઈ જાય તેટલું અખૂટ આત્મૈશ્વર્ય છે તે જ્યારે વાતવાતમાં માથે ઓઢી પોક મૂકે ત્યારે તેને જ્ઞાની કેમ કહેવો ? જ્ઞાનીનું ઐશ્વર્ય કોઈ સંસારના રૂપિયા જેવું નથી; જે વાપરવાથી ખૂટે. જેને તિજોરી ભાંગીને કોઈ લઇ જઈ શકે. જેની પાછળ સાતે વ્યસનો પ્રેતપિશાચની જેમ ધૂણતાં હોય. જ્ઞાનીનું ઐશ્વર્ય તેના ચિત્તની નિર્મળતામાંથી આવે છે. તેનું ઐશ્વર્ય સર્વ વસ્તુઓ પરના તેના પ્રભુત્વ ઉપરથી આવે છે. જ્ઞાનીનું પ્રભુત્વ સર્વ વસ્તુઓ ઉપર છે. કારણ સર્વ વસ્તુઓનું યથાર્થ મૂલ્યાંકન કરીને તે તે વસ્તુઓથી યોગ્ય છેટાપણું Proper distance રાખે છે. દરેક બહારની વસ્તુઓથી તે જેટલા દૂર ઊભા રહેવું જોઈએ તેટલો દૂર ઊભો રહે છે. આધ્યાત્મિક સત્યોથી જેટલાં નજીક ઊભા રહેવું જોઈએ. તેટલો નજીક તે ઊભો રહે છે. દૂર નજીકનું આધ્યાત્મિક ગણિત જાણનાર પદાર્થ ઉપર તેનું પ્રભુત્વ છે. આજ ઐશ્વર્ય છે. સુંદર સ્ત્રી આવે તો તે જીભ બહાર કાઢતો નથી. આલિશાન ઇમારત જુએ તો તેની આંખ ચઢી જતી નથી, 'વાહ વાહ' કરનાર પ્રશંસકોનું ટોળું આવે તો તેના કાન લાંબા થતા નથી. તેનું મુખ હર હંમેશ, હર સ્થિતિમાં શાંત, સ્વસ્થ અને પ્રસન્ન છે. આ અખંડ પ્રસન્નધારા જ તેનું ઐશ્વર્ય છે. તેની પ્રસન્નતા હારતોરા ઉપર કે કીર્તિસ્મારકની તખ્તી ઉપર અવલંબિત નથી. ક્યારેક કોઈ દુષ્ટે ફેંકેલ પત્થરો તેના

લમણામાં લાલ ચાઠું કરે છે ત્યારે તેની પ્રસન્નતા વધી જાય છે. તે વિચારે છે કે જીવન કેટલું-કેટલું શીખવી જાય છે. અભિમાન ન કરવું નો પાઠ પત્થર મારી માયાળુ કુદરત કેટલી સફાઈથી શીખવે છે! કોઈ બાહ્ય પરિસ્થિતિના અનુકૂળ વળાંક ઉપર તેના ચિત્તની પ્રસન્ન સ્થિતિ આધાર રાખતી નથી. હકીકત તો એમ છે કે સર્વ બાહ્ય સ્થિતિ તેના ચિત્તની અનુજ્ઞા મેળવીને જ ત્યાંથી પસાર થાય છે. તેની ભ્રકુટિના એક વળાંક માત્રથી બાહ્ય સંજોગોની રચના ફૂટી જાય છે. તે જે ઈચ્છે છે તે થાય છે. પણ ખરું પૂછતાં તે કશું જ ઈચ્છતો નથી અને જ્ઞાનીનું ખરું બળ તેની આ ઈચ્છા રહિતતામાંથી, નિષ્કામ મનોભાવમાંથી આવે છે. તે જ તેનું ખરું ઐશ્વર્ય છે. કારણ તૃષ્ણાથી આવતી દીનતા તેનામાં ક્ષોભ નથી. 'शुद्धात्म द्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम' તે ભાન સ્વદ્રવ્યગુણ-પર્યાયમાં રમણતા લાવી દે. આપણા શુદ્ધ ગુણોને આપણે જાણતા નથી. આજે જ્ઞાન ખૂબ વધ્યું છે. ફાંસીના તખ્તાથી ખુનીને કેમ બૌદ્ધિક દલીલોના બળે છોડાવવો એ જાણે તે જ્ઞાની કહેવાય છે. સામાન્ય રોગી પાસેથી છ મહિનાનું બીલ કેમ પડાવવું તે વિચારતા ડોકટરને જ્ઞાની કહેવાય છે. આજે નિષ્ણાતોની જમાત ભેગી થાય છે. હસ્તાક્ષર નિષ્ણાતો ગ્રહોલોજી નામનું શાસ્ત્ર

ઊભું કરે છે. અક્ષરના મરોડ ઉપરથી તમારી ચાલ ચલગત નક્કી કરી દે છે. પેસેફિક મહાસાગર જેવું ઊંડાણ ધરાવનાર મનને અક્ષરના મરોડથી માપવા દાવો કરે છે. ઉત્તરધ્રુવમાં બરફનું પડ કેટલું જાડું છે તે ઉપરથી આવતા ઉનાળામાં નદીઓમાં કેટલું પાણી વહેશે તે માપ કહેનારા નિષ્ણાતો છે. અને તમારા નેત્ર રોગને લીધે તમારી કીકીમાં કેટલું પાણી જમા થયું છે તે માપનાર યંત્ર વિજ્ઞાન પણ છે. જીવનના સ્થૂલ, સૂક્ષ્મ, નાના મોટા પ્રત્યેક વિભાગની છણાવટ થઈ રહી છે. ટાલિયા માણસને માથેથી વાળ કેમ ખરે છે તેને માટે તેલના શીશા વેચનાર કંપનીઓ રીસર્ચ લેબોરેટરી ઊભી કરે છે અને ઘાસ લીલું કેમ છે; તે શોધવા પણ સંશોધનાત્મક પ્રયોગશાળાઓ વર્ષે લાખો ડોલરો ખર્ચે છે. ઘાસ લીલું કેમ રહે છે તે સમજાય તો સૂર્યના કિરણોમાંથી સીધું જ સ્ટાર્ચ અને ખાંડ (Sugar) બનાવે અને આ દુનિયાની અન્ન સમસ્યા ટળી જાય. માણસ આજે કેટલો જ્ઞાની થતો જાય છે. આ બધું જ્ઞાન જીવન જીવવાનું શીખવાડતું નથી. માત્ર જીવન જીવવાના શા માટે સ્વમાં રમવું. પરને વિલોવવું? પરદ્રવ્યગુણ-પર્યાયમાં રમણતા તો છે જ. તે ફાવી ગઈ છે. હવે આટલા કાળ પછી સ્વદ્રવ્યગુણ–પર્યાયની રમણતાની કઠણ ટેવ શા માટે નવેસરથી પાડવી? છીએ તે શું ખોટા?

જ્યારે સ્વ ને પરનો ભેદ સમજાય છે ત્યારે દલીલો કરવી નથી પડતી. મનને સમજાવવું નથી પડતું. આપોઆપ સ્વને સ્વ શોધી લે છે. પરને સ્વ છોડી જાય છે. 'સ્વ' નું ભાન જ સ્વ પ્રત્યે દોરી જાય છે. ત્યાં ખેંચતાણ કરી બાહ્ય દબાણ નથી કરવું પડતું. જીવને જ્યારે સમજાય છે, કે આ મારૂં માનતો હતો તે મારૂં નથી. જે બીજું પારકું માનતો હતો તે મારૂં છે ત્યારે તે મારૂં નથી તેને પળભરના વિચાર વિના છોડી દે છે. ત્યાંથી ઈલેક્ટ્રીક શોક વીજળીનો ભયંકર આંચકો લાગતા હાથ ખસેડી દઈએ તેમ તે પરને છોડી દે છે. પારકાપણાનો વિચાર જ જીવને ભયંકર વીજળીનો આંચકો આપે છે. આજે આપણે આત્માને અને તેના શુદ્ધ ગુણોને પારકા માન્યા છે. દેહ અને તેની આસપાસ હયાત સંસારને પોતાનો માન્યો છે. આ ઘોર અંધકારનું પાપ સંસારમાંથી નથી આવતું પણ પોતીકું અને પારકુંની વિપરિત ગણતરીને લીધે છે. 'પર' ને પર રૂપે જોતાં આવડે એટલે બસ. પારકા છોકરા ઉપર આકર્ષણ પરાણે બળજબરીથી ઉત્પન્ન કરવું પડે છે. પોતાના બાળક ઉપર તે વાત્સલ્ય ઉભરાઈ આવે છે. પોતાના દાંત મોટા હોય અને નાક લાંબુ હોય તો પણ તે સુંદર લાગે છે અને પોતાના શ્લેષ્મ અને પરસેવા પર પણ તેને સૂગ આવતી નથી. જીવની તે સ્વાભાવિક વલણ છે કે જે 'સ્વ' છે ત્યાં બંધાઈ જવાય છે. જરૂર તે સંસાર પર્વત ઉપર શીંગડા ભરાવવાની નથી.

પણ આ સ્વદ્રવ્યગુણ–પર્યાય અને પરદ્રવ્યગુણ–પર્યાયની ગેરસમજ દૂર કરવાની છે. પારકા ઘેર પગદંડો જમાવ્યો છે ત્યાંથી નીકળી આત્મગૃહે પાછા ફરવાની છે. અજ્ઞાન ટળ્યું કે સંસાર ટળ્યો. પોતાનું ઘર જોશે તો તેને થશે, પારકા ઘરમાં તો માત્ર મેથીપાક જમવાનો હતો. વાસીદું કાઢવું પડતું હતું, કપડાં–વાસણ ધોવાં પડતાં હતા અને પુદ્ગલ શેઠની પાટુ ખાવી પડતી હતી પણ આત્મઘરમાં તો આત્મગૃહલક્ષ્મી આરતી ઉતારવા ઊભી છે. કલ્પતરૂના પાંદડાના તોરણો બાંધ્યા છે ને આંગણામાં કામધેનૂ ભાંભરે છે. આત્મગૃહની ખીંટીએ જે પહેરવેશ ટીંગાય છે. તે જ પાઘડીમાં તો ચિંતામણીરત્ન ટીંગાય છે.

પણ આ સ્વ–પરનો ભ્રમ એમ બૌદ્ધિક દલીલથી તૂટતો નથી; પણ તપ દ્વારા તૂટે છે. તપ સમજાવે છે કે વિભાવદશાથી સ્વભાવદશા કેટલી ઉચ્ચતર છે. તેનું પ્રયોગાત્મક જ્ઞાન આપે છે. નાગની ફણાના વિસ્તારનું કાવ્યમાં ભવ્ય વર્ણન કરવું તે જુદી વસ્તુ છે અને વનમાં ફણીધરના માથાનો મણી શુદ્ધ મંત્રોચ્ચારનું રટણ કરતાં કરતાં લઈ લેવો તે જુદી વસ્તુ છે.

શુદ્ધ નિશ્ચયનયથી શુદ્ધાત્મ સ્વરૂપનું ચિંતન કરવું તે ગુહ્યતરમાં ગુહ્યતર રહસ્ય છે અને અલ્પમતિવાળાને તે વિડમ્બના કરે છે. તેમ પૂ. ઉપાધ્યાયજીએ અધ્યાત્મસારમાં

કહ્યું છે. આત્માના શુદ્ધ દ્રવ્યગુણ–પર્યાયનું ભાન થવું અને તેમાં જ રમતાં રહેવું તે કેવળ બૌદ્ધિક પ્રક્રિયા નથી. અપૂર્વ પરાક્રમ છે. સમગ્રતાની તાકાતથી થતી જીવન ક્રાંતિ છે. પુદ્‌ગલનું રાજ્ય ઉથલાવી નાખનાર....બળતા પૂંછડાએ લંકાદહન કરતાં હનુમાન જેવું....મોહનગરીને બાળવા જાય છે. જ્ઞાનીને અહીં માનસરોવરનો રાજહંસ કહ્યો અને અજ્ઞાનીને અહીં કાદવમાં રગડોળાતું ડુક્કર કહ્યું. શું ઉપાધ્યાય યશો. મહારાજે અહીં અજ્ઞાનીને કડવી હિંસાત્મક ગાળ દીધી છે? ભાષાસમિતિ ને વચનગુપ્તિનું સતત સેવન કરનાર આ જ્ઞાનયોગી વિરોધીપક્ષને શું નિંદાપ્રહારથી ઉતારી પાડવા માગે છે? કે પછી વસ્તુ સ્થિતિ જે પ્રમાણે છે તે પ્રમાણે તેનું વર્ણન કરે છે. ઘોડા કરતાં જીરાફની ડોક લાંબી છે એ હકીકત કહેવાય છે ત્યારે ન તો ઘોડાની નિંદા થાય છે ન તો જીરાફની સ્તુતિ. માત્ર જે પ્રમાણે સત્ય છે તે પ્રમાણે સત્ય રજુ થાય છે. વસ્તુતઃ હકીકત જ એ છે કે જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભૂંડ અને રાજહંસ જેટલો તફાવત છે. એ તફાવત ઉપાધ્યાયજીએ કાંઇ તેમના વ્યક્તિગત ગમા–અણગમામાંથી ઊભો કર્યો નથી. એ તફાવત તો નિસર્ગના અંતિમ ધોરણે (Cosmic standard) સર્જ્યો છે.

શા માટે જ્ઞાનીને માનસરનો રાજહંસ કહ્યો જે મોતી જ ચરે છે? શા માટે અજ્ઞાનીને વિષ્ટાપ્રિય

આક્રંદ કરતી ચેતના સામા કિનારે છે તેને કેવળ જ્ઞાનના સૂર્ય ઉગાડી રીઝાવું, જ્ઞાનીની આ મનોદશા છે.

અજ્ઞાનીની મનોદશા તેથી વિપરીત છે. તેની તૃષ્ણાનો કોઈ પાર નથી. જે કાંઈ સુંદર ને આકર્ષક જુએ છે તેને તે ઝડપી લઈ તિજોરીમાં પૂરવા હાથ ઘસે છે, જે અપ્રિય ને દુઃખકારક જુએ છે તેનાથી નાસી છૂટવા સ્વાયેન સંકુચિતતાની પેટીમાં પેસી જઈ પુરાઈ જાય છે. ઈષ્ટ વિયોગ અને અનિષ્ટસંયોગના દારૂણ દુઃખોથી તોબાહ પોકારી તે ગટરપ્રિય કીડા કે બાજરૂની માખીથી પણ નીચો દરજ્જો નોંધાવે છે. સંસારના સ્હેજ સફળ ખેલાડીને જોતાં તેને થાય કે હું છેલ્લા પાટલે છું. સ્હેજ પ્રતિકૂળ વાયુ વાય તો તે પીળાં પાંદડાંની જેમ કંપી ઉઠે છે ને છાતી કૂટી કહે છે. મેં બધાનું કેટલું કર્યું. કોઈ મારૂં કરતું નથી. હું કોઈનો નથી! 'હાય બાપરે' નિરાધાર ગીત તેના કમનસીબનો ઝંડો ઊંચે ને ઊંચે ફરકાવે છે. તેની ભૂખનો કોઈ અંત નથી. કરોડ મળતાં અબજપતિના સ્વપ્ના જુએ છે અને અબજ મળતાં ચક્રવર્તી અને ઈન્દ્રના શિખરે આંગળી લગાડવા ઉછળે છે. બધી નદીઓ પી જતાં સમુદ્ર જેવું તેનું પેટ છે. જીવનની સડક ઉપર પગે ફોલ્લા પડવા છતાં નિરંતર તે આંધળી દોટ મૂકે છે જે આવે તેને તેના લાલચુસુખ ઝડપવા માગે છે. પરિણામે પ્રતિપળ તે ભાવમૃત્યુથી ઝડપાઈ

જાય છે. ક્ષણે ક્ષણે તે મૃત્યુ પામે છે. છેલ્લું મૃત્યુ આવતા પહેલાં ન જાણે તે કેટલી યે વાર મરી ચૂકયો છે. આવાને વિષ્ટાપ્રિય ભૂંડ કહેવો તે તો તેના માટે વધુ પડતો સારો ખિતાબ છે.

પૂ. ઉપાધ્યાયજીએ જ્ઞાની અજ્ઞાનીની આવી મનની પરિસ્થિતિ સમજીને જ આ ભવ્ય ઉપમાઓ આપી છે. તેમાં જ્ઞાનીને આસમાને ચઢાવ્યા નથી. અજ્ઞાનીને પાતાળમાં પેસાડયા નથી; પણ જ્ઞાનનું જ માહાત્મ્ય મૂક્યું છે અને અજ્ઞાનજનિત દુર્દશાથી આપણને ચેતવ્યા છે. અજ્ઞાનીનું મન (Negative) નકારાત્મકભર્યું છે. તે વાતનું સૂચન કર્યું છે. જ્ઞાનીનું મન (Positive) વિધેયાત્મક છે તે પણ જણાવ્યું છે. નકારાત્મક–ખંડનાત્મક મન બધે અંધારૂ જુએ છે. આંસુ ને રૂદનની તેની સૃષ્ટિ છે. તેના મનમાં રાત ઉપર રાત પડે છે; સર્વ વસ્તુ પ્રત્યે તેને કકળાટ છે. બૂમ બરાડા છે. થકાવટ છે. કારણ વસ્તુની રચનાત્મક ઉજળી બાજુ તે જોઈ શકતો નથી. શાસ્ત્રમાં તેને કૃષ્ણપક્ષી કહ્યો. ઘોર અંધારી રાતે સુંદર ઘોડા ઉપર રાજકુમાર સ્વાર થઈને આવતો હોય તો યે કૃષ્ણપક્ષીને એ

આત્માના અજ્ઞાનથી સર્વ દુઃખ ઉભું થાય છે. અને આત્માના જ્ઞાનથી તે સર્વ દુઃખનો નાશ થાય છે. યોગશાસ્ત્રમાં કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે આ શ્લોક લખીને સર્વદુઃખનું કારણ અને સર્વ દુઃખના નાશનું પણ કારણ જગતને સમજાવ્યું છે.

સર્વ સમુદ્રોના સર્વ જળબિંદુને કદાચ મનુષ્ય આંગળીના વેઢે ગણવામાં સફળતા મેળવે પણ એકજ સંસારી જનના દુઃખોનો આંકડો નક્કી કરવામાં તે તો ભીંત ભુલીને ગોથું ખાય. દુઃખો ભલે અસંખ્યાત હોય પણ તેનું કારણ એકજ છે. અને તે છે આત્માનું અજ્ઞાન. અજ્ઞાનમાંથી રાગદ્વેષ થાય છે અને રાગદ્વેષમાંથી સુખદુઃખ સર્જાય છે.

સંસારની માયાના મૂળમાં અવિદ્યા–અજ્ઞાન છે તે લગભગ બધા જ ધર્મો સ્વીકારે છે.

આપણે દુનિયાના લગભગ બધા જ વિષયમાં પ્રવેશ કરવા તત્પર થયા છીએ પણ આત્માના વિષય પ્રત્યે અંધજ રહ્યા છીએ. દુધગંગાના અબજો સૂર્યો અને અણુના સુક્ષ્માતિસુક્ષ્મ મધ્ય કેન્દ્ર સાથે જ્ઞાનાત્મક વ્યવહાર સ્થાપ્યો છે, પાતાળપરી જેવી સબમરીનમાં કે સુપરજેટ અને રોકેટોમાં ફરી વળી જ્ઞાનના ટેકરાઓ ખૂંદી વળ્યા છીએ પણ "હું કોણ" એ સનાતન પ્રશ્નનો મહામેરૂ કયી ભૂગોળમાં આવ્યો છે તેનુય ભાન નથી.

આપણી અંદર શું ચાલી રહ્યું છે, આપણે ક્યાં ઉભા છીએ અને ક્યાં જવાનું છે, આપણા વિચારો કયા મૂળમાંથી ઉપજે છે અને કઈ સપાટી ઉપર જળવાય છે, અને કયા કિનારે વિખેરાય છે, પ્રત્યેક વિચાર, ભાવના અને કર્મની પારસ્પરિક અસર આપણા વ્યક્તિતત્વ ઉપર કોઈ કોતરણીનું નકશીકામ કરે છે, અને તે વ્યક્તિત્વ વિશ્વના રૂપ રંગ ઉપર કઈ અસર નાંખે છે આ બધું આંતરનિરીક્ષણ દ્વારા અભ્યાસનો વિષય છે. આથી જ આવું આંતરનિરીક્ષણ જ આત્મજ્ઞાનની ચાવી છે.

દુનિયાના સઘળા અણુપરમાણુ કે તારલિયાઓના તોલમાપનો ઇતિહાસ કાઢવો સહેલો છે. પણ એકાદ ચિત્તવૃત્તિ ક્યાંથી ઉગમ અને અસ્ત પામે છે અને રસ્તામાં કઈ ચઢ ઉતર કરે છે તેનો સળંગ અભ્યાસ મુશ્કેલ છે.

આપણી પ્રત્યેક ચિત્તવૃત્તિ તે તૃષ્ણા છે. તૃષ્ણાઓનું સ્વરુપ જ્યાં સુધી આંતરનિરીક્ષણથી યથાર્થ સમજણમાં નથી આવતું ત્યાં સુધી આત્મજ્ઞાનની કોઇ શક્યતા નથી. પૂ. યશોવિજયજી ઉપાધ્યાયે કહ્યું તેમ જ્ઞાનરૂપ દાતરડાથી તૃષ્ણારૂપ વેલનો નાશ કરો. શત્રુને શત્રુ તરીકે જુવો અને અડધી લડાઇ તમે જીતી ગયા છો. આજે તો જે શત્રુ છે તેને જીવનાધાર મિત્ર માન્યો છે. સર્વ દુઃખનું મૂળ તૃષ્ણા જ સુખરૂપ

લાગે છે. આંતરનિરીક્ષણ દ્વારા, જીવનના અભ્યાસ દ્વારા એ સ્પષ્ટ સમજાય છે કે આત્માનું તમામ માધુર્ય અને ઐશ્વર્ય તૃષ્ણાનો માઉન્ટ એવરેસ્ટ માથે ઉપાડવાથી નષ્ટ થયું છે. આત્માના સ્વાભાવિક સામર્થ્ય અને સુખને રુંધનાર કેવળ અજ્ઞાનમૂલક તૃષ્ણા છે, આથી જ અવધૂત આનંદઘનજીએ ગાયું કે "આપકી ચોરી આપહી જાનત ઔર ન કહત હૈ ચોર–મેરે ઘટ જ્ઞાન ભાનુ ભયો ભોર."

તૃષ્ણા શત્રુને શત્રુરૂપ જાણવાથી તૃષ્ણાનો વેગ અને તૃષ્ણાનું અસહ્ય દબાણ Pressure મંદ થાય છે. જેમ જેમ તૃષ્ણાનો ઘસારો ઘટતો જાય છે તેમ તેમ આત્મામાં છુપાયેલી અનંત શકિતઓ પ્રગટતી જાય છે. અને આત્મ વિષયનું જે ચિંતનાત્મક જ્ઞાન છે તે પ્રયોગાત્મક જ્ઞાનમાં પલટાતું જાય છે. ચિંતન અને પ્રયોગમાંથી અનુભવ પ્રગટે છે. અનુભવાત્મક જ્ઞાન આત્મસાક્ષાત્કારની ચરમ સીમાએ લાવી દે છે.

પણ શરૂઆત આંતરનિરીક્ષણથી થાય છે. મારી અંદર શું ચાલી રહ્યું છે અને શાથી ચાલી રહ્યું છે, જે ચાલી રહ્યું છે તેના બદલે જે ચાલવું જોઈએ ત્યાં કેમ પહોચાય, ટૂંકમાં, હું કયાં ઉભોછું અને કયાં જવું જોઈએ, અને એ અંતર કાપવામાં કયા તત્ત્વો સાધક અને બાધક છે એનું સ્પષ્ટ જ્ઞાન જેમ સેનાપતિ

યુદ્ધમેદાનના ચક્રવ્યૂહને હથેલીમાં જોઈ શકે, તેમ કરે છે.

એક વાર આત્મજ્ઞાનનું સ્વસંવેદન થયું કે સંસાર ક્ષારભૂમિ લાગશે. અંધારો કૂવો લાગશે. સ્મશાનરૂપ લાગશે. કશાજ મૂલ્ય વગરનો લાગશે. આથીજ તેનામાં કરૂણાના નવા અંકુર ફુટે છે અને તે અજ્ઞાની આત્મબંધુઓને મોહ નિદ્રામાંથી છોડાવવા તરફ જીવન તપશ્ચર્યા ફેલાવે છે.

આત્માની અનંત શક્તિઓ પહેલા ન હોતી અને પછી બહારથી લાવવી પડે છે તેવું નથી. તે શક્તિઓ તો આત્મામાં પડેલી જ છે. માત્ર સુતેલી છે તે જગાડવાની છે. પણ કેવળ "મારામાં અનંત શક્તિઓ છે" તે બૌદ્ધિક વિચાર આત્મજ્ઞાન લાવતો નથી. નિર્જન દરિયા કિનારે, નાળિયેરી નીચે બેસી, કે ટેકરી ઉપરની વનરાજીના ખોળામાં બેસી, શાન્તમને, આંખો બીડી તે ભાવ અનુભવો (Feel) કે મારામાં અકલ્પ્ય શકિતઓનો અમાપ ખજાનો છે. આવું સ્વ–સંવેદનાત્મક જ્ઞાનજ આત્માની સુતેલી શક્તિઓ જગાડશે. જેઓ એ આત્માનો પરમોત્કર્ષ સાધ્યો છે તે વીતરાગ સાથેનું હાર્દિક મિલનનું આંસું, તેમની સાથેનું માનસિક અદ્વૈત પણ આપણી સુતેલી શકિતઓ જગાડે છે.

આજની દુનિયાનો સર્વ પુરૂષાર્થ કેવળ બૌદ્ધિક

જ્ઞાન સુધી જ છે એ આપણી મોટી કમનસીબી છે. બુદ્ધિના મૂળમાં અહં છે. આત્મદર્શનને રૂંધતી મોટામાં મોટી ચીનની દિવાલ આ અહં દૈત્ય છે. અહં નો પાટો બાંધીને ફુલાતી ફરતી બુદ્ધિ જડપદાર્થના નજીવા અંશો ફંફોળી શકે છે પણ ચેતન સમ્રાટની તાકાત અને તાજગી જાણી શકતી નથી.

કલાસરૂમની ચારદિવાલો વચ્ચે પુસ્તકોના પાના ગોખવાથી બૌદ્ધિક વિકાસ આજે કરવામાં આવે છે. પણ અંતઃ પ્રેરણા રૂપ પ્રજ્ઞાનો વિકાસ તો સર્વ બહારનો ભાર માથેથી ઉતારી દેવાથી થાય છે. આત્મજ્ઞાન અહં મૂલક બુદ્ધિથી નથી થતું પણ પ્રેમમૂલક પ્રજ્ઞાથી થાય છે. પતંજલિ જેને અષ્ટાંગ યોગ કહે છે તેમાંથી, ધારણા–ધ્યાન–સમાધિ મળ્યા પછી પ્રજ્ઞા (Intutidn) પુરી ખીલે છે. અને પ્રજ્ઞાની અંગુઠીમાં આત્મજ્ઞાનનું નીલમ જડાય છે. પ્રજ્ઞાની ખીલવણીમાં સર્વ "વસ્ત્રો" ઉતારી દેવા પડે છે. લોહી, હાડમાંસ પણ ફેંકી દેવા પડે છે. હું આ દુનિયાનો છું અને દુનિયા મારી છે એ મમત્વ પણ ઉતારીને ફેંકી દેવું પડે છે. ઉંચાઇએ ચઢવાની એ શરત છે કે સર્વ ભાર ફગાવી દો. આવા નિર્મમત્વથી સમત્વ આવે છે. સમત્વથી મનશુદ્ધિ, અને મન શુદ્ધિથી ઇંદ્રિયજય અને કષાયજય થાય છે. કષાયજય થયો એટલે બોધિપ્રાપ્તિ–આત્મજ્ઞાન આવ્યું જ સમજો. કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે આ વિકાસક્રમ

યોગશાસ્ત્રમાં સુઝ્યો છે. આવું નિર્મમત્વ મેળવવા અનિત્ય-અશરણાદિ બાર ભાવનાઓનું નિત્ય અને સતત સેવન જરૂરી છે. આ રીતે જોતાં આત્મજ્ઞાનનું મૂળ અનિત્યાદિ ભાવના છે.

પણ આજે દુનિયા ક્યાં જઈ રહી છે? બૌદ્ધિક જ્ઞાન તેને આપી આપીને કેટલું આપશે? સુપરજેટ અને રોકેટની (Speed) ઝડપ મળવાથી શું અધ્યાત્મ જગત સ્થિરતા ઉપર ઊભું છે. મન શાંત અને સ્થિર કરવામાં તેનું લક્ષ્ય છે. વીસમી સદીનું જગત (speed) ગતિની ઝડપ ઉપર ઊભું છે. બેઉ જગતના આદર્શોની આ અથડામણ છે. આથી બેઉ જગતમાં તમે તમારો એકેક પગ રાખી ન શકો. કાં તો આ પાર કે કાં તો પેલે પાર તે નિર્ણય લેવોજ પડશે.

માનવીનું પતન લાવવામાં સૌથી મોટો ભાગ તેની અહંપ્રેરિત બુદ્ધિએ (intellect) ભજવ્યો છે. તેની બુદ્ધિ તેને શીખવાડે છે કે "વિશ્વનિયંતા આ નિસર્ગનું તંત્ર તો નાનકડું છે, તુંજ આ સર્જનની યશ કલગી છે. ન્યાય તો તારા હાથમાં છે, જગતને જગાડવાની કે ઉંઘાડવાની શક્તિ તારી મુઠ્ઠીમાં છે, હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ બધાજ મારી ચાલબાજીના પાસાં છે જે હંમેશાં સીધા પડે છે, પ્રકૃતિ પણ મારા માર્ગમાં આવવાની હિંમત કરે તો

ઉત્તર ધ્રુવના બરફમાં તેને ફુંક મારી દાટી દઉં" આવો ઉન્માદ અહંપ્રેરિત બુદ્ધિ તેને કરાવે છે.

આત્મજ્ઞાન બૌદ્ધિક સપાટીથી ખૂબ ઉંચે છે, જ્યારે પ્રજ્ઞા ખીલે છે ત્યારે સત્ય પ્રયોગશાલાની શીશીઓમાંથી નથી મળતું, સત્યને શોધના જવું નથી પડતું પણ પ્રત્યેક નિસર્ગનું મહાસત્ય, બાળક માતાને ગળે બાઝે તેમ તેને બાઝી પડે છે. પ્રકૃતિ તેના ગુપ્તતમ સૌંદર્યને તે તેની સામે ખુલ્લું કરે છે. સંજ્ઞામાંથી પ્રજ્ઞામાં (Fram insticts to intnla) જશું ત્યારે આત્મજ્ઞાન નજીકમાં છે. "Thy ocen is so great and my boat is so small" તારો સમુદ્ર વિરાટ છે અને મારી હોડી એટલી નાની છે" આ સુર પ્રજ્ઞાનો છે.

બૌદ્ધિકજ્ઞાન ટેલીફોન અને રેડિયાના અવાજો ઉત્પન્ન કરે છે પણ આત્માનું નિઃશબ્દ મૌનસંગીત ઉત્પન્ન કરી શકતું નથી.

બૌદ્ધિક જ્ઞાન, મંગળ અને શુક્રમાં તમારો તંબુ બાંધશે પણ જીવનનું પહેલું પગથીયું ચઢતાં લથડી પડે છે. રોકેટ અને સુપરજેટ ઉડાડવા ક્યું બટન દાબવું તે જ્ઞાન આપણને છે પણ, વેરઝેરની વિષવર્ષામાંથી શાંતિ તરફ જવા મગજનું કયું બટન દાબવું તેનું ભાન નથી.

બૌદ્ધિક જ્ઞાન, ટેલીવીઝન અને હેલીકોપ્ટર દ્વારા જીવનમાં વિવિધ રંગો લાવે છે, પણ કાદવ ખરડીત મગજની કુરૂપતા ધોવાનું નિર્મળ જળ તેની પાસે નથી.

માત્ર આત્મજ્ઞાન જ ચિત્તના સર્વ શોક–સંતાપને દૂર કરશે. સર્વ નબળાઈઓનો નાશ કરશે. જીવન-મરણની, સુખદુઃખની, નફાનુકશાનની, પુણ્યપાપની અને એવી અસંખ્ય સમસ્યાઓનો સફળ ઉકેલ એક માત્ર આત્મજ્ઞાન લાવશે. સર્વ નીતિ, તત્ત્વ જ્ઞાન, ધર્મોનું ચરમ લક્ષ્ય છે આત્મજ્ઞાન. સર્વ સાધકો ને સંતો ત્યાં પ્હોંચવા માગે છે. સર્વ ઉપાયો તેની સિદ્ધિ માટે છે.

આ આત્મજ્ઞાન એટલે આત્માના અનંત માધુર્યનું જ્ઞાન.

આ આત્મજ્ઞાન એટલે આત્માના અનંત સામર્થ્યનું અને સૌંદર્યનું જ્ઞાન. આ આત્મજ્ઞાન એટલે આત્માના અનંત ઐશ્વર્યનું જ્ઞાન.

માત્ર ચિંતનાત્મક જ્ઞાન જ નહિ, પણ પ્રયોગાત્મક જ્ઞાનજ નહિ પણ અનુભવાત્મક જ્ઞાન. સ્વસંવેદ્યાત્મક જ્ઞાન છે આત્મજ્ઞાન.



સાધકને શરૂઆતમાં પ્રીતિ, ભક્તિ, વચન અનુષ્ઠાનોની જરૂર છે. પણ પછી સ્થૂલ ક્રિયાઓની બહુ જરૂર રહેતી નથી. રાગ–દ્વેષ રહિત નિર્મલ પરિણામ જે શમ છે તે જ અંતરક્રિયા બને છે અને તેને પરિણામે તેની અનંતગુણી વિશુદ્ધિ પ્રગટ થઇ જાય છે. પછી તો નિર્મળતા જ નિર્મળતાને પહોંચે છે. સમજ વધુ શમ પ્રગટાવે છે. આ શમ જ્ઞાનના પરિણામરૂપ છે. જ્ઞાનદશા ત્યાં વધુ ને વધુ પ્રજ્જવલિત થાય છે. અને તેને લીધે શમરસની વૃદ્ધિ કરનાર સહજ પ્રક્રિયા ત્યાં ચાલુ રહે છે. પછી ત્યાં સ્થૂળ ક્રિયાઓની ખાસ જરૂર રહેતી નથી. એકવાર શમરસ ત્યાં યોગ્ય પ્રમાણમાં જમા થયો કે પછી તે તેની સ્વયં તાકાતે સ્વાભાવિક ક્રમમાં ગુણાકાર પામતો જાય છે. યોગારૂઢ આત્માને ક્રિયા કાંડોના ટેકાની બહુ જરૂરત પડે છે. સમજ તેની અભ્યંતર ક્રિયા જ બને છે.

ધ્યાનની પ્રક્રિયા દ્વારા સાધકમાં વિશ્વજીવો પ્રત્યે દયાભાવ જાગે છે. ધ્યાનરૂપ વાદળની વૃષ્ટિથી દયાની નદીમાં જે પૂર આવે છે તે જ શમ છે. તે શમરસનું પૂર એટલું પ્રચંડ આવે છે કે અર્થવાસના, કામવાસના, અહં-વાસના વિગેરે વિકાર વૃક્ષો કાંઠા ઉપરથી ફેંકાઈ જાય છે. એક એક પાંદડું તોડવાથી વૃક્ષોનો નાશ નથી થતો, વૃક્ષોનું સદા માટે ઉન્મૂલન કરવા આવા પૂરથી તેમને જડમૂળથી ઉખેડવા પડે છે.

દયાની નદીમાં શમનું પૂર લાવનાર જે ધ્યાન વાદળની વૃષ્ટિ થાય છે તે ધ્યાન સુધી જ છે. અને તેની પ્રક્રિયાઓ કઈ? વીતરાગની આજ્ઞામાં સતત ચિંતન, મનન થવાથી વીતરાગની વાણીનું પ્રત્યેક પદ મંત્ર બને છે. આવી મંત્ર શક્તિ જીવનસત્ત્વને પલ્લ-વિત અને પુષ્પિત કરે છે. જ્યારે જ્યારે સમય મળે ત્યારે વીતરાગે શું શું કહ્યું તે વિચારતાં આપણી અંદર એક પ્રચંડ સત્ત્વ જાગૃત થતું જાય છે. આ ધ્યાનનો જ એક પ્રકાર છે.

આજે આપણું ધ્યાન કોરાં પાના જેવું કે સૂકા રણ પ્રદેશ જેવું છે. વાદળાની વૃષ્ટિ જેવું નથી. ધ્યાનમાં અમૃતવર્ષા થતી હોય તેવું અનુભવવું જોઈએ. ધ્યાનસ્થ માનવી ચેતનના પ્રત્યેક પ્રદેશમાં અમૃતજલ પડતું અનુભવે છે. જેથી તેની અતૃપ્ત તૃષા શાંત

થાય છે. જેમ વીતરાગની આજ્ઞાનું ચિંતન ધ્યાનનો એક પ્રકાર છે તેમ રાગ-દ્વેષનાં અપાયોનું ચિંતન અને અને પુણ્ય-પાપનાં ફળનું ચિંતન પણ ધ્યાનનો એક પ્રકાર છે.

રોજ રોજ સૂર્ય ઉગે છે અને નવો ઉગેલ પ્રત્યેક સૂર્ય રાત-દિવસના ફળ સ્વરૂપ અસંખ્ય કરુણ કથાઓ આપણા જીવનમાં વહેંચીને ચાલ્યો જાય છે. આ રાગ અને દ્વેષ આપણા ચિત્તમાં કેવી દારૂણ વેદનાઓની નરક જવાળા પેટાવે છે તેનું ચિંતન કરવા માટે જોઇતા પૂરાવાઓ આપણી આજુબાજુ નજર નાખવાથી મળી રહે છે.

પુણ્યના ફળ કેવાં છે? પાપના ફળ કેવાં છે? પુણ્ય ને પાપની આ ફળ આપનાર શક્તિઓ કેવી છે? આના પણ પ્રત્યેક ઉદાહરણો આંખ ખૂલી રાખશું તો મળી રહેશે. આપણી આસપાસના બનાવોનુ નિરીક્ષણ, પરીક્ષણ અને પૃથક્કરણ જો કરશું તો કારણ-કાર્ય ભાવની એક સળંગ સાંકળ આપણને સમજાશે. બધી જ એક સુસંબંધ, સંવાદિત વિશ્વયોજના લાગશે. જેનું મૂળ માનવજન્મ હોય છે; અને જેનું મસ્તક મુકિત સ્થળના લોકમાં છે.

ધ્યાનનો એક વધુ પ્રકાર આ લોકસ્વરૂપની વિચારણાનો છે. જે દ્વારા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય આ

ત્રિપદીનું મૂળ છંદ અનુભવાશે અને રાગ-દ્વેષ ઘટશે. આ ધર્મધ્યાનના ચારે ભેદ રાગ-દ્વેષ ઘટાડે છે અને કેટલે અંશે શમ-રસ પ્રગટાવે છે. જેમ જેમ લોક-સ્વરૂપનું ચિંતન કરશો તેમ તેમ આપણા ભવભ્રમણનો માર્ગ અને સંસારનો ઇતિહાસ નજરે દેખાશે અને આ જીવે અનુભવેલ અસંખ્ય દુઃખો પ્રત્યક્ષ થશે. એ રીતે આત્મદયાનો ઉદય થશે. આત્મા ઉપર જો દયા આવી તો બીજા જીવો પર પણ દયા આવશે જ. તેમની વેદના પણ સમજી શકાશે. આવી શમસંવેદનની દયા વડે આપણું ચિત્ત અપૂર્વ મૃદુતા અનુભવે છે. અને આ અસામાન્ય મૃદુતામાંથી ઉપશમ રસનો કંદ ઉગે છે. શમ-પૂર ધોધમાર વરસાદમાં પ્રગટે છે અને તેથી કાંઠાઓ પરના વિકાર વૃક્ષો ઉખેડાઈ જાય છે. શુક્લ ધ્યાનની પ્રક્રિયા શું છે? અને તેના વડે દયા-નદીમાં શમપૂર કેવું ઉલ્લાસે છે? તેની તો વાત જ શી કરવી. એ વિશે લખવું કે એક નાનકડી ચમચી વડે અરબી સમુદ્ર ખાલી કરવા જેવું છે. ઘુવડ સૂર્ય ઉપર મહાનિબંધ લખવા જાય તો તેની શું દશા થાય?

ઉપાધ્યાયજીએ આ અષ્ટકમાં વિકારવૃક્ષોનું ઉન્મૂલન કરવાનો સરળ ઉપાય બતાવ્યો છે. માનવી પાસે આજે મોટામાં મોટો પ્રશ્ન તેની પશુવૃત્તિઓ (animol instenct) નું ઉર્ધ્વીકરણ કરવાનું છે. દયાની નદીમાં ધ્યાનની મેઘવૃષ્ટિ દ્વારા શમરસનું પૂર આવે તો આ

(Problem of svbliation) ઉર્ધ્વીકરણની સમસ્યા ઉકેલાઈ જાય.

જ્ઞાન જેમ જેમ પૂર્ણ અને યથાર્થ થતું જાય છે તેમ તેમ મનના અશુભ પરિણામો ઉપશાન્ત થતા જાય છે. ક્રોધાદિ કષાયો જેમ જેમ શાંત થતા જાય છે તેમ તેમ શમતા રસ ઉત્પન્ન થતો જાય છે. જ્ઞાન એ એવું બળ છે જે ચિત્તના વિકારોનું શુદ્ધિકરણ કરે છે. જે જ્ઞાન ચિત્તને શુદ્ધ ન કરે અને ચિત્તમાં વધુ ને વધુ વિકલ્પોના ઝાળા ઊભા કરે તે જ્ઞાનને શું કહેવું ? જ્ઞાનન કરતાં તો આવું વિકૃત જ્ઞાન વિશેષ ભયંકર છે. આંધળો તો માત્ર જે છે તે જ નથી દેખતો પણ દેખતો આંધળો તો જે નથી તે જુએ છે તેના નેત્ર રોગને લીધે તે ૧ ચંદ્રની જગ્યાએ પાંચ–પચ્ચીસ ચંદ્ર દેખે છે.

ચિત્તમાંથી જ્યારે રાગ–દ્વેષ જતા રહે છે ત્યારે તેની ખાલી પડેલી જગ્યાએ ત્યાં શમરસ પ્રગટે છે. રાગ–દ્વેષનાં જેટલાં અંશો નિર્મૂળ થાય છે તેટલા અંશો શમતાના ત્યાં રોપાય છે. જ્ઞાનનું ઐશ્વર્ય પ્રકટે, રાગ–દ્વેષનું જોર ઘટે અને ચિત્ત નદીમાં શમતાનું ફૂલ ઉમટે. આ અષ્ટકમાં ઉપાધ્યાયજી લખે છે કે વિકલ્પોના વિષયોની પેલી પાર શમતાનું ઝરણું પ્રગટે છે. વિકલ્પોનો વિષય નથી, ચિત્ત વિભ્રમ નથી,

બાહ્ય સુખનો શોખ નથી, તૃષ્ણાની રજળપાટ નથી ત્યાં ચિત્ત કેવી દશામાં હોય છે. જે હવા ફૂલ જેવી છે, સંસારનો સર્વ થાક અને કંટાળો ત્યાં હાશ કહેતા ઉતરી જાય છે, જીવનની આવી પ્રફુલ્લિતતા તે જ શમરસ છે.

આજે જીવનની જરૂરિયાતો બહુ વધી ગઈ છે. અને જીવનના-મર્મ-ભાગમાં વેદનાનું જખમ ઊંડુ થયું છે. જ્યાં આવા ઊંડા ઘાની વેદનાઓ ત્યાં શાંતરસ કેવી રીતે હોઈ શકે ? શરીર ઉપર પાંચ-પચ્ચીસ છરીના ઘા પાડયા હોય ત્યાં કાશ્મીરના ડાલ સરોવરનું સૌંદર્ય આનંદ કેમ આપે. ચિત્તની પ્રત્યેક તૃષ્ણા ચિત્તને ઘાયલ કરે છે અને તેની શાંત દશા લૂંટી લે છે. આવો ઘાયલ માનવી શાંતિનો અનુભવ પણ ક્યાં કરી શકે? જેના માથે વાળ જેટલું દેવું છે તેને કહીએ કે તું બિરલા કે તાતા જેવી એક હોસ્પીટલ બંધાવ. તો તે શક્ય ક્યાંથી થાય ? આપણું ચિત્ત તેનું સ્વાભાવિક અસ્તિત્વ પણ ટકાવવા જેટલું તેજસ્વી નથી રહ્યું તો પછી તે ત્રણ લોકનું રાજ્ય ખરીદવા જેટલું પરાક્રમી ક્યાંથી હોય? શમરસ પ્રગટાવવાની પહેલી શરત એ છે કે તૃષ્ણાની પ્રત્યેક માંગ અને વિકલ્પનો એક પણ વિષય ચિત્તમાં પ્રવેશવો ન જોઈએ. સર્વ ઇચ્છા રહિત ચિત્તને અપૂર્વ ખુમારી તે શમરસની પહેલી શરત છે. શમરસની બીજી શરત છે

સ્વભાવનું સતત આલંબન. આત્માનું શુદ્ધ સ્વરૂપ શું છે? તે સમજીને તેના સતત ધ્યાનમાં જે જીવન છે તેનું મન અપૂર્વ શાંતિ અનુભવે છે. તેનો સમય, શક્તિ અને સાધનનું એક એક કણ તેની ધ્યેય-પૂર્તિનો પ્રત્યેક પ્રયાસ બની રહે છે. તેની સમગ્રતા સિદ્ધશિલાનાં આદર્શને સમર્પિત થઈ છે. નિર્મળ આત્મ-સ્વરૂપનું ભાન શમતા જીવીને ચારે બાજુથી પકડી તેનામાં સમાવી દે છે. તે સમયે જીવને અપૂર્વ રસોલ્લાસ થાય છે. અતીન્દ્રિય તૃપ્તિ થાય છે; અને તેમાંથી શમતા રસનો છોડ ઉગે છે. આવો શમતા યોગી સર્વને આત્મતુલ્ય ગણે છે, સુખી જીવ બધાને સુખી જુએ છે. દુઃખી જીવ બધાને દુઃખી જુએ છે તેમ શાંત જીવ બધાને શમતારસથી ભીંજાયેલા જુએ છે.

કર્મોએ પહેલાં જે વિષમતા સર્જી છે તેનો ઉચ્છેદ કરનાર તેની વિશિષ્ટ જીવનદૃષ્ટિ છે. વિચિત્ર વિશ્વની આ આશ્ચર્યકારક વિષમતા કર્મના ઔદયિક ભાવથી છે. ત્યારે આત્મા તો ક્ષાયિક ભાવમાં મહાલતો શમતા સમુદ્ર છે. સર્વ જીવોને આ રીતે જોનાર શમભાવી જીવ અન્ય જીવો સાથે એક નવા પ્રકારનો મૌલિક સંબંધ રચે છે; અને માનવ સંબંધોનું વિજ્ઞાન પરિપૂર્ણ ખીલવે છે.

કેવી વિચિત્રતા છે આ સંસારમાં? એકબાજુ ભૂખ્યાની સળવળતી જીભ પાસેથી એઠાં પતરાળા

પણ ખેંચી લેવાય છે તો બીજી બાજુ પકવાન્નના થાળ ગળા નીચે ઉતરવાની જગ્યા રહેતી નથી. એક બાજુ કોઈ અનાથ બાળક અને બાળ વિધવા છૂપા આંસુ સારે છે ત્યારે બીજી બાજુ ભાગ્યશાળી રાજકુમાર ૬ ઘોડાની સોનાની બગીમાં નીકળતો પ્રજાનો સત્કાર જીલે છે; અને સેંકડો અંગરક્ષક તેની આજુબાજુ ચાલે છે. કોઈ થીગડાં મારી વસ્ત્ર પહેરે છે તો કોઈના ગરમ કપડાંની ધૂલાઈનો ખર્ચ જ મોટા આંકડે પહોંચે છે. કોઇ નિર્બળ અને રોગી થાય છે. તો કોઈ વળી એટલો સશક્ત હોય છે. ચોમાસાના ડાંગરના ખેતરોમાં ઉઘાડા શરીરે કેળ વાવે છે. કોઈને પુસ્તક ઉઘાડતાં ધોળાં પાના ઉપર કાળાં પીળાં દેખાય છે, તો કોઈ વળી પંડિતોની સભાને મુગ્ધ કરે છે. અને વાગ્દેવી એના કંઠમાં જયમાળા આરોપે છે. કોઈ ચાંડલ તરીકે જન્મી 'છેટા રહો'ની બૂમ મારે છે તો કોઈની પધરામણી ચાંદીની પાલખીમાં બેંડ-વાજા અને હારતોરા સાથે થાય છે.

આ બધી વિચિત્રતા કર્મના ઉદયથી છે અને દરેક કર્મનો ઉદય ક્ષણિક છે તેથી આ પરિસ્થિતિઓ પણ ક્ષણિક છે, શાશ્વત છે, માત્ર શમભાવ પરિણતિ. નિર્મળ ચેતના સાથે અભેદ અનુભવતો આત્મા તેનો શમતારસ વધારતો જાય છે.

આ શમતા રસ એકવાર પ્રાપ્ત થયા પછી

અટકતો નથી પણ તેનો વિસ્તાર વધતો જ જાય છે અને એક રાજલોક પ્રમાણે સ્વયંભૂરમણ સમુદ્રથી પણ વધુ સદા વિસ્તરતો રહે છે. યોગ ઉપર આરૂઢ થયેલા આત્માઓને આ શમરસ જ તેની અભ્યંતર ક્રિયા બની રહે છે. બીજી સ્થૂળ ક્રિયાઓની તેમને જરૂર રહેતી નથી. આ શમરસ જ તેમના મુકિત–પ્રવાસમાં ઝડપથી વેગ લાવનાર પ્રાણ–દાયક તત્ત્વ બની રહે છે. તેથી ત્યાં બહારની ક્રિયાઓના ધક્કાઓની જરૂર રહેતી નથી.

આ અષ્ટકમાં યશોવિજયજી શમનું મહત્વ સમજાવે છે. જ્ઞાન, ધ્યાન, તપ, શીલ, સમ્યકત્વવાળો જીવ જે આંતરિક સિદ્ધિ પ્રાપ્ત કરી શકે તેમાંથી વધુ ગૌરવવાળી આધ્યાત્મિક ઉંચાઇ શમગુણવાળો મેળવી શકે છે. શમ ગુણનું આટલું મહત્વ શા માટે ! મુક્તિનું એક માત્ર રહસ્ય આ શમગુણ જ છે. મોહ પરાજયની આ વીર્યશીલ પ્રક્રિયામાં પ્રાધાન્ય કેવળ આ શમગુણનું છે. શમની ગેરહાજરી એટલે કષાય કાલીમાંની હાજરી. કષાયનું કલંક જયાં સુધી આપણા કપાળે છે ત્યાં સુધી ત્રૈલોકય–પ્રકાશક કેવળજ્ઞાન પ્રગટ થવું શકય નથી. વસ્તુતઃ કષાયનો અભાવ તે જ શમનો આવિર્ભાવ છે. કોઈ પણ ઉપાય આ શમગુણ પ્રગટ કરવો રહ્યો, નિર્જન વનમાં જઈને (ગુરૂકુળ વાસમાં જઈને) જે રીતે થઈ શકે તે રીતે, જે

કંઇ કરવું જોઇએ. એ બધુ જ કરી છૂટી આ શમ ગુણમાં પરિપૂર્ણતા મેળવવી જોઇએ. યથાખ્યાત ચારિત્ર્ય તે અક્ષય રહિત શાંત દશા જ છે. અશ્વકર્ણ, સમીકરણ, કિટ્ટીકરણ વીર્ય વડે સૂક્ષ્મ લોભના ખંડ ખંડ કર્યા પછી નિર્વિકલ્પ સમાધિ મેળવનાર એ પરમ પરાક્રમશીલ આત્મા યથાખ્યાત ચારિત્ર્યવાળો, શમગુણવાળો, શમગુણ વડે કેવળજ્ઞાન અને કેવળદર્શન અને પરમદાન લબ્ધિ મેળવે છે. શાસ્ત્રનો આ ઉતારો શમગુણનું આંતરિકત સ્વરૂપ ખુલ્લું કરે છે. ગમે તેટલાં ધર્મ આચરણ કરાય, ગમે તેટલો વિકાસશીલ થવા માટે માનવી પુરૂષાર્થ કરે પણ જો શમગુણનો લક્ષ્ય ન મેળવે તો તેના બધા સાધનો નિષ્ફળ ગયા માનવાનું.

શમગુણ વિના મહાસમર્થ જ્ઞાન પણ લોહીના ઉઝરડા પાડે તેવો કાંટાળો તાજ બની રહે છે, અને માત્ર એકાદ જ સુભાષિત જો માનવીને કષાય રહિત, તૃષ્ણા રહિત, ચિત્તદશા પ્રગટાવે તો તે જ્ઞાન સંસાર-ચક્રને તોડી ફોડી નાખવા માટે મહા પ્રબળ શસ્ત્ર છે.

શમ તે સિદ્ધિ છે. એ ન મળી તો સર્વ સાધનો જડ અને નિરુપયોગી બની જાય છે. નક્ષત્રમાળા જોવા માટે મોટામાં મોટું દૂરબીન લાવો પણ આંખમાં જો ખીલ હોય તો પછી તે જોવાના પ્રયત્ન શૂન્ય છે તેમ સાધનાનો મુખ્ય ભાગ શમ જો ન હોય તો સંસાર અને મુક્તિનું અંતર કપાતું નથી પણ કદાચ વધતું જાય છે.

સંસાર અને મુક્તિનું અંતર જેમ જેમ કપાતું જાય છે; તેમ તેમ આપોઆપ શમગુણનો પ્રાદુર્ભાવ થાય છે. તમારામાં શમગુણ કેટલો વૃદ્ધિ પામે છે તે ઉપરથી તમે કહી શકો કે, સિદ્ધશિલાના ચરમ-ધ્યેયના નજીક તમે કેટલા પહોંચ્યા છો. તે ભીલ મજૂરને કેવો કહેવો? જે મહિનાનો પગાર ઘરે લઈ જાય છે; ત્યારે જ તેનું ખિસ્સુ કપાય છે તેવી જ માઠી દશા શમદશા વિનાના સાધનની થાય છે. સાધ-નાની કઠોર મહેનત પછી જે શમદશા એને ઈનામ મળવી જોઈએ તે ચોરાઈ જાય છે. " અક્કરમીનો ઘડો કાણો " જેવી તેની દશા થાય છે.

સાધના શેને માટે છે? તેની સાચી સમજ પણ નથી હોતી. તેનું આ પરિણામ છે. ચૌદ રાજલોકની ઉપર જેમ ભૌગોલિક સિધ્ધશિલા છે તેમ તમારી અંદર પણ એક સિધ્ધશિલા છે. પહેલાં અંદરની સિધ્ધશિલા પર બેસતાં શીખો પછી ઉપરની સિધ્ધશિલા પર આપો-આપ બેસી જવાશે. માનસિક અંતર કપાતાં જ ભૌગોલિક અંતર કપાઈ જશે. એ અંતરની સિધ્ધશિલા તેજ આ શમદશા છે. સિધ્ધશિલાનો અધિકાર શમગુણ ખિલવનારને છે આથી જ તો આ અષ્ટકમાં જ્ઞાન, ધ્યાન, તપ એ બધાં જ કરતાં શમગુણને શ્રેષ્ઠ કહ્યો છે. સ્વભાવરમણતા, પરબ્રહ્મમગ્નતા, ચિત્ત–પ્રસન્નતા, અતીંદ્રિય તૃપ્તિ એ બધાજ શબ્દો આ શમગુણના

પર્યાય વચનો છે. જો શમગુણ ન હોય તો સાધકની દશા તે મનુષ્ય જેવી છે, જેણે મકાનની સુંદર સજાવટ કરી છે; પણ જે મકાનમાં પ્રવેશ કરી શકતો નથી. મકાનનો માલિક જ્યારે કમ્પાઉંડમાં બહાર આંટા માર્યા કરે અને મકાનનો ઉપયોગ ન કરી શકે તો તેનું માલિકીપણું શું કામનું? શમગુણ રહિત સાધકની દશા પણ આવા મકાન માલિક જેવી છે. શમગુણ તે સ્વરૂપનો ઉપભોગ છે.

આ શમગુણ પ્રાપ્ત થયા પછી અટકી જતો નથી. પણ સદા વિસ્તરતો રહે છે. તે વિસ્તારની કોઈ મર્યાદા નથી. પ્રત્યેક જીવતી વસ્તુ વધતી જાય છે. આ શમગુણ એક આધ્યાત્મિક જીવંતતાથી ભરપૂર છે. તેથી તે પ્રતિબળ વધતો જાય છે. આવા મુનિને ઉપમા શાની આપવી? સંસારની પ્રત્યેક વસ્તુ વર્ધમાન નથી; પણ હીયમાન છે. હળદરના રંગ જેવી છે. જે તાપમાં ઉડી જાય છે. રણમાં પડેલા બરફના ટુકડા જેવી છે. અલમનુષ્યના સ્નેહપાશ જેવી છે. સંસારનાં કયા પદાર્થ જોડે આ મુનિના શમરસને સરખાવવું?



શમરસ પ્રગટાવવા માટે ઇંદ્રિયજયની જરૂર છે. સમદશા અને ઈંદ્રિયજય વચ્ચે સૂક્ષ્મ આધ્યાત્મિક સંબંધ છે, જેને અનુભવની આંખ જ જોઈ શકે. છે. પ્રત્યેક આધ્યાત્મિક અવસ્થા પરસ્પર સંકળાયેલી છે. તે એકાકી દ્વીપ જેવી નથી પણ મણકાબદ્ધ માળા જેવી છે

પહેલાં તો ઇન્દ્રિયજય દ્વારા જીવનશક્તિનો વિપુલ સંચય થવો જરૂરી છે. પાંચે ઇન્દ્રિયોના વિષય સેવનથી અકલ્પ્ય શક્તિનો દુર્વ્યય થાય છે. જે જીતેન્દ્રિય છે તેની પાસે અગાધ જીવનશક્તિની મૂડી જમા થઈ છે. અને જ્યાં આંતરિક મૂડી છે ત્યાં નફાનો અઢળક વેપાર સહજ થાય છે. દેવાળીઓ છે તે ઊંચી ઊંચી ઈમારતો ખરીદવાના ખણુગા ફૂંકે તેથી શું ? જે ઇન્દ્રિયથી પરાજીત છે તે આધ્યાત્મિક અર્થમાં દેવાળીયો છે, જે માનવશક્તિથી

સામ્રાજ્યો બાંધી શકાય છે અને તોડી શકાય છે, જે માનવશક્તિથી ચક્રવર્તીના છ ખંડને પણ પગ-લૂંછણીયાની જેમ ખાળમાં ફેંકી દેવાય છે, જે માનવશકિતથી સાહિત્ય, સંગીત, શિલ્પાદિ શ્રેષ્ઠ સર્જનકૃતિનો અદ્‌ભુત આનંદ માણી શકાય છે, જે માનવશકિતથી લાખો અનાથ બાળકો અને બાળવિધવાઓના આંસુઓ લૂછી શકાય છે, અને જે માનવ શકિતના ઊર્ધ્વીકરણથી અધ્યાત્મના અગમ્ય દ્વારો આંખના પલકારામાં ખૂલી જઈ અદ્‌ભુત આશ્ચર્ય લોક છતાં કરે છે. તે માનવશકિતનો કણે કણ ક્ષુદ્ર અને નિઃસાર વિષયોમાં વેડફી નાખનાર આધ્યાત્મિક અર્થમાં દેવાળીયો છે. અધ્યાત્મ બજારનો કોઈ પદાર્થ ખરીદવાની લાયકાત તેનામાં નથી.

આ ઈંદ્રિયજય અષ્ટકમાં પૂ. ઉપાધ્યાયજી મહારાજે કહ્યું છે કે મોહરાજાના રાગકેશરી યુવ-રાજનો વિષયાભિલાષ મંત્રી ભવપાશથી અજ્ઞાની જીવને બાંધે છે. એ દ્વારા એક અગત્યનો મુદ્દો તેઓશ્રી-એ પ્રગટ કર્યો છે. વસ્તુતઃ વિષયો ખરાબ નથી વિષયોનો અભિલાષ ખરાબ છે. વિષયો આપણા દિલને જોખમમાં નથી મુકતા આપણે જ તે વિષયો પ્રત્યે રૂચિ-અરૂચી કેળવી, તે વિષયો પ્રિય-અપ્રિયના ખાનામાં વિભા-જિત કરી આ સંસારચક્ર ગતિમાન રાખીએ છીએ. ઇંદ્રિયો અને વિષયો આપણા દુશ્મન નથી.

આપણા હૃદયમાં જે અભિલાષા ઉત્પન્ન થાય છે તે ઈંદ્રિયોનું આકર્ષણ આ વિષય પ્રત્યે સજીવન રાખે છે. એટલે ઈંદ્રિયોના વિષય ઉપર જય કરવા માટે ઈંદ્રિયોને વિષયથી વેગળી રાખવી તે પર્યાપ્ત નથી; પણ અંતરમાં જ્ઞાનનો પ્રકાશ પ્રગટાવી વિષય–અભિલાષાના ભૂતિયા ઓળા દૂર કરવા જોઈએ. મોહ અને રાગ તે સીધા જીતી શકાય તેમ નથી. પણ જ્ઞાન–પ્રકાશ દ્વારા વિષયાભિલાષ મંત્રીને ગીરફતાર કર્યો કે મોહ અને રાગનું ગાડુ ઉંધુ વળવાનું જ.

ઈંદ્રિયો અને વિષયોમાં આત્માને બાંધવાની શકિત નથી. ઇંદ્રિયો વિષયના સંપર્કમાં આવે છે ત્યારે અજ્ઞાની હૃદયમાં વિષયો પ્રત્યે જે પ્રિય–અપ્રિયનું વલણ થાય છે અને પ્રિયની પ્રાપ્તિ અને અપ્રિયની અપ્રાપ્તિ માટે જે અભિલાષ થાય છે તે મોહરાજા અને તેના યુવરાજ રાજકેશરીનું રાજછત્ર સલામત રાખે છે. આથી જ વિષયાભિલાષાને મંત્રી કહ્યો છે. વિષય સ્વરૂપનું જ્ઞાન થતાં વિષયો પ્રત્યેનો અભિલાષ દૂર થાય છે. અજ્ઞાનમાંથી જ સંસારના જડપદાર્થોનું ખેંચાણ ઊભું થાય છે. ઇન્દ્રિયજયનું રહસ્ય વિષયસ્વરૂપનું જ્ઞાન છે. મોહ; રાગ અને વિષયાભિલાષમંત્રીની ઉપમા ઉપમિતિમાંથી તેઓશ્રીએ લીધી છે.

વિષયોનું જ્ઞાન થાય છે તેમાં પાપબંધ નથી.

આત્મદશા મેળવી, વિષયાભિલાષમંત્રીના ટાંટિયા ઉથલાવી નાંખ્યા છે, પરિણામે મોહરાજા અને રાગકેશરીનું સિંહનું ખોળિયું ફેંકાવી દઈ તેઓને શિયાળવાં પુરવાર કર્યા છે. વસ્તુનું સમ્યગ્દર્શન થતાં, પદાર્થોનું યથાર્થ સ્વરૂપ સમજાતાં આ શક્ય બને છે. સમસ્યાને સમજ્યા કે સમસ્યા આપોઆપ ઉકેલાઈ જાય છે. (To understand a problem is to solve problem.)

તાળું ખોલવું હોય તો દાંતનો ઉપયોગ ન કરવો જોઈએ. મુષ્ટિપ્રહારની જરૂર નથી. તાળું ખોલવું હોય તો ચાવીની હળવી કરામતની જરૂર છે. ઇન્દ્રિયજયની રહસ્યચાવી આત્મગૃહની ભવ્ય ઈમારતમાં પ્રવેશ કરાવશે. આજ સુધી જે નહોતું જોયું તે નવું નવું દેખાશે.

ઇન્દ્રિયવિષયોનું સ્વરૂપ જણાય તો ઇન્દ્રિયજય શક્ય થાય. ઉપાધ્યાયજીએ ઇન્દ્રિયસ્વરૂપ બતાવવા માટે અનેક ઉપમાઓ આ અષ્ટકમાં આપી છે.

પહેલી ઉપમા ઇન્દ્રિયવિષય પ્રપંચને એ આપે છે કે ઇન્દ્રિયોનો સમુહ તે સમુદ્રઉદર જેવો છે. વિષયો અનાદિથી ભોગવ્યાજ કરો. તૃપ્તિ અધુરી જ રહે છે. અનંત સ્ત્રીઓ પત્નીરૂપે સ્વીકારી-છતાં રસ્તાં

ઉપરની પ્રત્યેક સ્ત્રી પ્રત્યે આંખનો
કરે છે. ભોજનોના અનંત થાળ
કંદોઈ-મોદીની દુકાને જતા જ
થાય છે. અનંત ફૂલો સૂંઘ્યા, અનંત
અને અનંત વિષયોને પેટમાં સ્વાદ
નાખ્યા છતાં જીવને કંઠ શોષાયા
ચકળ-વિકળ ફરકયા જ કરે છે. જી
જ કરે છે, વિષયો પકડવા હાથ
થયા જ કરે છે.

એકલો પુરૂષાર્થ પૂરતો નથી. પુરૂષાર્થ દોરવા માટે હંમેશાં પ્રજ્ઞા જોઈએ, પુરૂષાર્થ શિવ છે. પ્રજ્ઞા શકિત છે. શિવશકિતનો સંયોગ જ સંસારચક્રના પ્રત્યેક આરાના બાર-બાર ટુકડા કરશે. ગમે તેટલી નદીઓ ઠલવાય, સમુદ્રના ઉદરમાં તે શમી જાય છે. જેમ બાલકનો અર્થહીન અપલાપ વાત્સલ્યપૂર્ણ માતાની છાતીમાં સમાઈ જાય છે તેમ વિષયોનું ય તેવું છે. વિષયભોગની અવિરત પરંપરાથી પણ આત્મામાં તૃપ્તિનું એક બિંદુ જમા થતું નથી. અતૃપ્તિની આગ અહીં સમુદ્રઉદર જેવી હતી આ ઇન્દ્રિયવિષય સ્વરૂપ સમજાવવા અધ્યાત્મસારમાં ઉપાધ્યાયજી કહે છે કે તપેલા લોખંડના અગ્નિમય ટુકડા ઉપર જળબિંદુ પડે ન પડે અને શોષાઈ જાય તેમ વિષયભોગ થયો ન થયો ને અતૃપ્તિની આગ વધુ પ્રજ્જવલિત થાય છે. જે જે પરપદાર્થ ભોગવ્યો છે તેનો જો આંખ સામે ઢગલો થાય તો ! તે ઉપભોગિત અનંત પુદ્ગલરાશિએ આંતરડામાં ઠંડકનું એક નાનકડું મોજું પણ ઉત્પન્ન નથી કર્યું. સર્વભક્ષી ઇચ્છાઓની એ નારકીય જવાલા-જીવને ક્ષણ પણ સુખ લેવા દેતી નથી નરકની વૈતરણી નદી આ વિષયાભિલાષાનું જાણે બાહ્યપ્રતિક છે. આંતરડા, લોહી, પરૂથી ખદબદતી તે વૈતરણી નદી આપણી જ અનંત વિષયાભિલાષાનું પરિણામ છે.

ખુજલીની ખણુજ વધુ પીડા મૂકે છે, તેમ વિષયસેવનથી મન વધુ ને વધુ અતૃપ્ત થાય છે.

ઇન્દ્રિય-વિષયસ્વરૂપનો વિચાર ચિત્તમાં જાગૃતિનો ચમકાર લાવી દે છે. આટ-આટલી ઈન્દ્રિયોની સેવા કરવા છતાં હતા ત્યાંને ત્યાંજ છીએ. આગળ વધવાની તો વાત જ નથી, પાછળ કેટલે પડ્યા તે જ ગણતરી કરવાની રહી. શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના નવમા અધ્યયનની ૪૮ મી ગાથામાં કહ્યું છે કે :—

" सुवन्नरस रुपस्स य पव्वया भवे ।
सिया हु केलाससमा असंखया ॥
नरस्स चिलुद्धस्स न हुंति किंचि ।
इच्छा हु आगाससमा अणंतया " ॥

ભાવાર્થ :—સોનાના અને રૂપાના કૈલાસ જેવા મોટા અસંખ્યાતા પર્વતો જીવને આપવામાં આવે તો પણ તે લોભી જીવને મારી પાસે કાંઇ પણ નથી તેમ લાગ્યા કરે. કારણ કે ઈચ્છા આકાશ સમાન અનંત છે.

આ ઈચ્છામાં વિષયોની ઇચ્છા-વિષયાભિલાષ મંત્રીનો પણ સમાવેશ થઇ જ જાય છે.

કોઈ તેને આ ઇન્દ્રિય-વિષયોનું સમુદ્રોદર જેવું

સ્વરૂપ સમજાવી શકતું નથી. સિવાય તે પોતે જ એ સ્વરૂપ વિષે રોજના જીવનના પ્રકાશમાં તત્ત્વ નિશ્ચય કરે. સમજનાર તે પોતે છે. સમજાવનાર પણ તે પોતે છે અને સમજવાનો જે વિષય છે તે પણ પોતે જ છે. છતાં નિજજાતનું આટલું અગત્ય છતાં બધું જ સમજવા બધા પાસે જાય છે પણ નિજત્વને જ ભુલી જાય છે. આત્મા શિષ્ય, આત્મા શિક્ષક પાસે આત્મગ્રંથ ભણે તો જ આત્મમુક્તિ થાય. અંતર્નિરીક્ષણ જ અધ્યાત્મના અગમ્ય દ્વારની ચાવી છે. મનોવૃત્તિઓનું વિશ્લેષણ કરી વિષયસ્વરૂપની યથાર્થતા જાણવી જોઈએ. મન શા માટે વિષયો તરફ જાય છે? વિષયોથી મન ખરેખર તૃપ્ત થાય છે? વિષયસેવન પહેલાં અને વિષયસેવન પછી મનમાં કયા કયા ઉલ્કાપાતો અને ધરતીકંપો થાય છે? વિષયોનું તોફાન આત્મિકશાંતિને કેવી જીવલેણ હાનિ પહોંચાડે છે? વિષયસેવન સમયે પણ મનની અત્યંત આકુલ-વ્યાકુલતા કશો 'આનંદ' કેવી રીતે ટકવા નથી દેતી અને વિષયો પરિણામે ભયાનક કેવી રીતે છે? આ બધો મનોવિજ્ઞાનનો વિષય છે.

પૂ. ઉપાધ્યાયજીએ વિષયો પરિણામે કેવા ભયંકર છે તે માટે બે સુંદર દૃષ્ટાંતો અધ્યાત્મસારમાં આપ્યા છે. એક તો માતેલા પાડાનું છે. બીજું જળોનું છે.

માતેલા પાડાને કસાઈને ત્યાં ખૂબ ખવડાવવામાં

આવે અને પછી જ્યારે હૃષ્ટપુષ્ટ થાય એટલે કસા
કાતિલ છરી તેના ગળા ઉપર ફરી વળે તેવી દશા
વિષયોમાં રાચી માચી રહેલા કમનસીબ સંસા
છે. ક્ષણિક વિષયસુખ નરકની દીર્ઘ અને અ
વેદના કેટલી આપે છે. વિવેકાનંદ કહેતા કે
ઔંશ સંસારી સુખ પાછળ દસ ટનના સં
દુઃખનું ભારખાનું ચાલ્યું આવે છે.

ટાગોર લખતા કે માણસ પોતે પોતા
ખભા ઉપર ઉંચકીને ચાલી શકે તો વિષયોમાંથી સુ
મેળવવું કદાચ શક્ય બને.

ઉમ્મરખ્યામ આજ વિષયસુખને રણુની ઉષ્ણુતામાં શોષાતા એક નાનકડા બરફના ટુકડા સાથે સરખાવે છે. આનંદઘનજીએ કહ્યું છે કે બકરાની દાઢીમાંથી દૂધ દોહવાનો પ્રયાસ કરનાર અને વિષયસેવનમાંથી સુખ મેળવવાનો પ્રયત્ન કરનાર બંને એક કોટીનું ડહાપણુ ધરાવે છે. વાદળની છાયા અને પાણી બિચ પતાસા જેવું તે સુખ ગણાવ્યું છે.

શાસ્ત્રમાં જે અંગારદાહકનું દૃષ્ટાંત છે તે પણ વિષયસેવનના અસહ્ય તાપને રજુ કરે છે. લાકડામાંથી કોલસા પાડનાર ભઠિયારો એક કુવા પાસે સૂઈ ગયો. ઉંઘમાં તેને સ્વપ્ન આવ્યું કે તે તરસ છીપાવવા

વિષયસુખનો ક્ષણિક ચમકાર જીવનફલક ઉપર અફાટ કાલિમાની ઘેરાશ રેડી જાય છે. આ સુખ છે કે સુખાભાસ! ક્ષણનો આનંદોત્સવ શોકરાત્રીઓની દીર્ઘપરંપરા સર્જે! આને આનંદ કહેવો કે જીવહત્યાની ઘોર કથની કહેવી? મલિનવૃત્તિઓ જ્યાં જ્યાં સ્વરૂપની વાત કરે છે ત્યાં હિંસા છે સ્વદયાનો અભાવ છે. વિષયસેવન આત્મહિંસા છે. ત્યાં આનંદપ્રાપ્તિ કેવી?

મોહ તેનું બધું બળ આ યુવરાજના મંત્રી મે જ વિષયાભિલાષમાંથી લે છે. તેની છાતીમાં વિષયસ્વરૂપના યથાર્થ ભાનનું ખંજર મારતા, માત્ર તે મંત્રી જ નહીં પણ મોહનું આ સમગ્ર સામ્રાજ્ય ઢળી પડશે. સર્વને અદૃશ્ય તારોથી ચિત્ર–વિચિત્ર નાચો નચવતો આ મોહરાજા, સ્વયં પ્રચંડ આત્મજાગૃતિના પ્રલયતાંડવમાં મગફળીના ફોતરાં જેમ ચગદાઈ જશે. મોહની મદિરા આત્મમસ્તીના અમૃત ફૂવારામાં પલટાઇ જશે. જ્યાં ગટરની બદબો હતી ત્યાં નંદનવનના પારિજાતકો ખીલી ઉઠશે.

વસ્તુનું યથાર્થ જ્ઞાન જરૂરી છે. આપણો સૌ પ્રથમ પ્રયત્ન તે સાદી સમજણ માટે છે. મોહ સામેનું આપણું પહેલું આધ્યાત્મિક આક્રમણ અયથાર્થ જ્ઞાનના હોમમાં છે. યથાર્થ સમજણ આવતાં જ આવશ્યક બીજી પ્રક્રિયાઓ સહજભાવે આપોઆપ

થવા માંડશે. કારણમાંથી કાર્ય થવાનું છે. ઈન્દ્રિયજય કાર્ય છે. વિષય સ્વરૂપની અને તેની સાથે અવિચ્છિન્ન સંબંધ ધરાવતી કર્મસ્વરૂપ અને ભવસ્વરૂપની તાત્ત્વિક ઊંડી સમજ તે કારણ છે. કારણ વિના કાર્ય ઉત્પન્ન કરવા જશું તે આત્મપુરુષાર્થના અમૃતકુંભને ઉલટો પકડવા જેવું છે.

સાચી સમજણ સાચા પુરુષાર્થ તરફ લઈ જશે. દિશા સાચી છે તો પ્રત્યેક પગલું સાચું છે. દિશા ખોટી છે તો પ્રત્યેક પગલું ખોટું છે. તમારા પગલાં કરતાં તમારી દિશાનું મહત્વ સવિશેષ છે.

આપણો બધો પ્રયાસ સૌ પ્રથમ વસ્તુ સ્વરૂપનું યથાર્થ ભાન પ્રગટાવવા થવો જોઈએ. ઇન્દ્રિયવિષયનું સ્વરૂપ સમજવાની આટલા માટે જ સૌ પ્રથમ જરૂર છે. તેવી જ યથાર્થ સમજણ જ આધ્યાત્મિક વિકાસનો સુવર્ણ ઈતિહાસ સર્જતું બળ છે. જે બળ યાંત્રિકક્રિયા કે શુષ્કપાંડિત્યમાં નથી.

આવી યથાર્થ સમજણ વિના ઈન્દ્રિયોનું દમન જ થાય છે. ઈન્દ્રિયોનું ઉર્ધ્વીકરણ નહિ. ઈન્દ્રિયદમન છે સ્પ્રીંગવાળો દડકો. તેને દબાવતો હાથ લઈ લીધો કે બમણા જોરથી ઉછળે. આપણું ધ્યેય ઉપશમ નથી. ક્ષય છે. જેમાં કચરો નીચે બેસી

ગયો છે તેવા નિર્મળ પાણીવાળા આપણે નથી થવું. પ્યાલો હલાવો તો પાછું પાણી મલિન થશે. ઉપશમ-શ્રેણીએ આપણો માર્ગ ખોટવાઈ જાય છે. ક્ષપક-શ્રેણી આપણું અન્તિમ ધ્યેય છે.

શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે.

" जगत्कायस्वभावौ संवेगवैराग्यार्थम् "

જગત અને કાયાના સ્વભાવનું ચિંતન સંવેગ અને વૈરાગ્ય–વિષય–પરાङ્મુખતા ઊભી કરે છે જગત કાયાના સ્વભાવના ચિન્તનમાં સંસારની અંતર્ગત સમસ્ત વસ્તુઓ સમાવેશ પામે છે. વિષય–કષાયનું સ્વરૂપ સમજવું તે જગતકાયાના સ્વભાવનું હાર્દ છે.

જો આવી સમજણ આવી ગઈ તો મુક્તિનું ફળ તોડવા જવું નહિ પડે. ખોળામાં ઉપરથી પડશે.

સામાન્ય સમજણનું બળ પણ કેવું છે?

એક આશકે રાત્રે બાર વાગે તેની માસુકને ગામ બ્હારના ખેતરમાં મળવા કહ્યું.

રાતના બાર વાગ્યા. ખેતરની ઘાસની ગંજીઓ છળ નિર્ભિત સ્થળે તે રાહ જોતો બેઠો હતો.

પ્રિયતમાનું સ્વાગત કેમ કરવું તે માટે મનમાં સંવાદ ગોઠવતો હતો. મિલનની ક્ષણ નજીક આવતી હતી તેમ તેમ હૃદયનો આવેશ ડેક્કન ક્વીનની ઝડપ પકડતો હતો.

હમણા પ્રિયા દેખાશે અને હમણા........ સ્વપ્નોનો વેગ વધુ ઘેરો રંગ પકડતો હતો. અરમાનોની રૂપેરી પગથારમાં હીરાઓ જડાતા હતા.

ત્યાં તો એક સ્ત્રી ફાનસ લઈને આવી. આશક ઊઠયો. ગોઠવેલ સંવાદ બોલવા જતો હતો. દેહનો પરિતાપ ઓલવવા કામાતુર ચેષ્ટા માંડવા જતો હતો.

ત્યાં તો ફાનસના પ્રકાશમાં તેણે શું જોયું ? આવનાર સ્ત્રી તેની પ્રિયતમા નહોતી તેની માતા હતી. આ મારી માશુક નથી. પણ માતા છે એ સામાન્ય સમજણથી તેનો પ્રત્યેક વ્યવહાર બદલાઈ ગયો.

જ્યાં વિષયાસક્ત હોઠોમાંથી મોહક શબ્દબાણ નીકળવાનું હતું ત્યાં રૂંધેલા કંઠમાંથી અસ્ફુટ અવાજ નીકળ્યો મા ! આંખો ઢળી ગઈ. માથુ નમી ગયું ! દેહ જે ધગધગતી શિલા જેવો હતો તે બરફની પાટ જેવો થઇ ગયો. માત્ર સમજણ બદલાઇ કે જીવનવ્યવહાર બદલાઈ ગયો.

સામાન્ય સમજણમાં જીવનવ્યવહારના આમૂલ પરિવર્તનની આ ક્રાન્તિકારક શક્તિ છે તો પછી સાચી સમજણનું યથાર્થભાન આવતાં શું 'હતું ન હતું' થઇ જાય !

પણ એ ખ્યાલ રાખવો જરૂરી છે કે અહીં સમજણની વાત છે. યથાર્થ સમજણની. માત્ર હકીકતોની. ઇંદ્રિયો અને વિષયો દુષ્ટ છે તેની થોડી ઘણી માહિતી આપણને છે. સમજણ નથી. માહિતીનું ક્ષેત્ર બૌદ્ધિક તાકાત છે. સમજણ, સમગ્ર જીવનની આપણી સમગ્ર જાત ઉપર જે જીવંત અસર થાય છે તેમાંથી ઉત્પન્ન થાય છે. તેમાં બૌદ્ધિક વિચાર છે. પણ તે ઉપરાંત જાગેલા આત્માનું જીવનમાંથી જડેલું ચૈતન્યવંતુ સત્ય પણ છે. સાચી સમજણમાં બૌદ્ધિક કરામતના પરદા સિવાય બીજો જીવનનો ઘણો જાદુ છે. આત્માની ઉત્થાન શક્તિનો મહામૂલો પ્રસાદ તે સમજણ છે.

ઊર્ધ્વીકરણ કરશે તો આત્મતત્ત્વનું દર્શન-સ્પર્શન અને નિમજ્જન તેના માટે ડાબા હાથનો ખેલ થશે. આજે સાધના પ્રાયઃ તેનું નૈસર્ગિક લાવણ્ય મેળવતી નથી. અકાળે વૃદ્ધ થાય છે તેનું કારણ આ "Process of sublimation–ઊર્ધ્વીકરણનો અભાવ છે." ગુરૂ શિષ્યનો સંબંધ એટલો તો સદ્‌ભાવનામય અને ઔચિત્યપૂર્ણ હોય કે ગુરુ, શિષ્યના માથે હાથ મૂકે કે શિષ્યની અર્થકામવાસનાનું ઊર્ધ્વીકરણ થઇ જાય. જ્યાં આવી ઉર્ધ્વીકરણની મહાન પ્રક્રિયા છે ત્યાં વિકાસ આંખના પલકારામાં થાય છે. ગણધર ગૌતમ સ્વામીનું પ્રેરક જીવન આજ વાત શીખવે છે પરિપક્વ શિષ્યત્વ તૈયાર કરવાનું. શિષ્ય બનો પછી ગુરૂ બનો. પ્રથમ શિષ્ય બન્યા સિવાય ગુરૂ બની શકાય નહિ. પત્ની બન્યા વિના માતા બની શકાય નહિ. શિષ્યત્વ નથી આવ્યું તો ગુરૂત્વ કેવું ?

જો ગુરૂ થવાનો હડકવા લાગ્યો છે, જો શિષ્ય થવાની મહેચ્છા ગુમાવી દીધી તો ગુરૂ શિષ્યના આ સહજ સંબંધમાં ઔચિત્ય ખોઈ બેસતાં સાથે ઊર્ધ્વીકરણની મહાન પ્રક્રિયાનું રહસ્ય પણ ગુમાવી દીધું જ સમજો. પછી રહ્યું માત્ર ઇંદ્રિયદમન. મન ઉપરનો બળાત્કાર. સાધના હજાર હજાર ખંજરના ઘાથી નિર્જીવ થઈ પડી. જે જીતેન્દ્રિય છે તેના ચરણ સેવવાથી, અરે ! ગીતાર્થ પુરુષોના જર્જરિત વસ્ત્રો પહેરવાથી પણ

તમારી વૃત્તિઓનું ઊર્ધ્વીકરણ શક્ય છે. પણ આજે માનવીનો અહં બે પગ પહોળા કરી તેની છાતી ઉપર પત્થરના થાંભલા જેમ ઊભો છે. તે નમી શકતો નથી. શુભને ઓળખી, શુભનું પૂજન કરી શકતો નથી. પૂજવા માંગતો તે પૂજવાની શક્તિ ખોઈ બેઠો છે.

વિષયાભિલાષામાં જે કામવાસના છે તે મૂળ છે. તે જીતાતાં બીજા વિષયો જીતવા સરળ છે. જીવનમાં પાંચે ઇન્દ્રિયની જાતિયવૃત્તિઓના વિભાગમાં વ્યવસ્થા આવી કે બીજા ક્ષેત્રોમાં આપોઆપ વ્યવસ્થા આવી જશે.

આ કામ જીતવાનાં ઘણા યે ઉપાયો છે. જેને જે રૂચે તે શાસ્ત્રીય ઉપાય લઈ શકે. તેના માનસિક બંધારણને (Psychological Frame) અનુકૂળ તે ઉપાય મુખ્ય હોવો જોઇએ.

કામ જીતવનો કોઈ સર્વસામાન્ય એક સિદ્ધાંત નથી. માત્ર જીતવાની પ્રબળ ઇચ્છા તે જ સર્વસામાન્ય જોઈએ. તેનું જ મહત્વ છે. ઉપાયનું નહીં.

ભલે ગાંધીજી કહેતા કે જ્યારે નિરભ્ર આકાશમાં તારલિયા, ઝળુકતા તારલિયામાં આંખ પરોવો. આંખ

નિર્વિકાર થશે. રાતનું એ તારાજડિત આકાશનું સૃષ્ટિસંગીત તમારી આંખમાં એક શુદ્ધિ લાવશે. પ્રસન્ન હૃદયમાં દુર્વૃત્તિઓને ઉથલાવવાની તાકાત આવશે.

ભલે શ્રી. રામકૃષ્ણ પરમહંસ કહેતા કે સ્ત્રીને જોતાં જ તેના પગમાં દૃષ્ટિ રાખવી. સ્ત્રી માતા છે. તે ભાન તેના પગની પાનીએ જોવાથી અનુભવાય છે. અને વાસના ટળે છે.

ભલે કાકા કાલેલકર કહે કે કાળનો ઉપાય કામ છે. મનને નવરું ન રાખો. કામમાં સતત મન પરોવો. વાસના ટળે છે. શાસ્ત્રમાં આપેલ પિશાચનો અને સાસુવહૂનો દાખલો પણ આજ સૂચવે છે.

ભલે દયાનંદ સરસ્વતી તપશ્ચર્યા દ્વારા કામવૃત્તિનું ઉન્મૂલન કરવાનું કહે. તેઓ તો એટલે સુધી કહે છે કે લાલવસ્ત્રી સાધુથી જોવાઈ જાય તો અપવાસ કરો. રાતે ઉંઘ ઉડી જાય કે તુરત જ ઘંટી દળવા બેસી જવું!

પણ વસ્તુત: વિષય જીતવા સતત આત્મ-જાગૃતિની જરૂર છે. છતાં—

ગમે તે ઉપાય લ્યો. મૂખ્ય એક વસ્તુ તો હોવી જ જોઈશે. વિષયવાસના જીતવાની ઉત્કટ ઇચ્છા. આ ઇચ્છા પ્રબળ હશે તો ઊર્ધ્વીકરણનો માર્ગ આપો-

વાસનાથી અપરાજિત બનશે. વાસના જ વાસનાનો નાશ કરશે. અર્થવાસના અને કામવાસનાનો નાશ ધર્મવાસના જ કરશે. પ્રબળનો નાશ પ્રબળથી જ થશે. અલ્પ પ્રબળથી કદાપિ નહિ. ધર્માચરણમાં આવો અપૂર્વ વીર્યોલ્લાસ આવે કે જ્યારે ધર્મની ઈચ્છા, ધર્મવાસના બને ત્યારે ઇંદ્રિયો જીતાય છે.

સૂર્યના પ્રકાશમાં જેમ ગ્રહના તારાઓનો પ્રકાશ લુપ્ત થાય છે તેમ ધર્મવાસનાના દૈવી તેજમાં અર્થ-કામવાસનાના આગિયાઓ નાસભાગ કરી જીવ બચાવવા અલોપ થઈ જાય છે.

આપણે આ અષ્ટકમાં પૂ. ઉપાધ્યાયજીએ આપેલ એક ઉપમા દ્વારા ઇંદ્રિય–વિષય સ્વરૂપ વિચાર્યું. એ ઉપમા ઇંદ્રિયસમૂહને નદીઓથી ન પુરાતા સમુદ્ર પેટાળની હતી.

તેઓ આગળ આ અષ્ટકમાં તેવી બીજી ઉપમા આપે છે. તેઓ તેમાં ઇંદ્રિયોને ક્યારા સાથે સરખાવે છે. એ ક્યારો લાલસાના પુર વડે સતત ભરાય છે. અને ક્યારામાં એવું તો વિકારવૃક્ષ ઉગે છે જે સંસારની મહામૂર્ચ્છાને આપે છે.

ઈંદ્રિયોની ક્ષણિક તૃપ્તિને આપણે આંખ સામે

રાખીએ છીએ. પણ એ ક્ષણિક તૃપ્તિ જે દીર્ઘકાલિન વિકારવૃક્ષ આપણા અજાગ્રત અને અર્ધજાગ્રત મનમાં વાવી દે છે તેનો ખ્યાલ આપણને આવતો નથી. તલવારની ધાર ઉપર પડેલ મધુબિંદુ ચાટનાર જીભના જે હાલ થાય તે હાલ વિષયી પુરૂષના થાય છે. કારણ કે ઇંદ્રિયોપભોગ જે ગુલામગીરીના સંસ્કારબીજ રોપી જાય છે તેમાંથી જીવ અનંતકાળે પણ મુક્ત થઈ શકતો નથી. વિષયસેવન વિના ચાલી જ ન શકે. આ વિકૃતવિચારના વિકારવૃક્ષ સાથે, ગુલામગીરીના દોરડાથી તેનો દેહ સખ્ત બંધાયો છે. આ વિકારવૃક્ષ સંસારની મહામૂર્છા તેની ભ્રાનક છાયામાંથી પ્રસારે છે. અને એ સંસારમૂર્છાગ્રસ્ત જીવ પછી તો રાડારાડ કરે છે; અને કહે છે કે હું એક અચ્છો ગવૈયો છું. ભાગાભાગ કરે છે અને માને છે કે હું એક અચ્છો નૃત્યકાર છું. મારામારી અને કાપાકાપી કરે છે અને માને છે હું એક વીરયોદ્ધો અને અડીખમ કુસ્તીબાજ છું. સંસારના અખાડામાં મલ્લકુસ્તી કર્યે જાય છે. પણ ત્યાં કોઈ સુવર્ણચંદ્રક તેને આપે તેમ નથી. કેવળ હાડકા ખખડાવવાના છે: પાટાપીંડી થવાની છે. જમીન ઉપર તેની ગરદન ને ધડ પટકાવવાનું છે. અને તે શાબાશીના બોલ મેળવવાને બદલે એ વિકારવૃક્ષની મહામૂર્છાથી પટકાઈ કેવળ છાતીફાટ રૂદન જ કરતો

ત્રીજી ઉપમા આપતાં પૂજ્યશ્રી ઇંદ્રિય-સમૂહને રણના મૃગજળ--કલ્પિત પદાર્થ સાથે સરખાવે છે. ઇંદ્રિયોથી મળતું સુખ તે સુખ નથી. સુખનો ભ્રમ છે. જેમ મૃગજળ તે કોઈ જળથી ભરેલ સરોવર નથી. આંખોની છેતરામણીમાં થાકેલ મનનો ટેકો છે. સંધ્યાવાદળોમાં કોઈ ગાંધર્વનગર કલ્પે છે તેમ અજ્ઞાનીજીવ ઇંદ્રિયવિષયસંયોગમાં સુખ કલ્પે છે. કોઈક ગાંડો માણસ પોતાને આગાખાન કલ્પીને ચેક ઉપર સહી કર્યે જાય તેવું ગાંડપણ વિષયી પુરુષનું છે. કારણ તેની આખી જીવનપદ્ધતિ કોઈ કપોલકલ્પિત ભ્રમ ઉપર છે.

વસ્તુતઃ વિષય સુખ જેવી કોઈ વસ્તુ હયાત જ નથી. તે એક ભ્રમ છે. અને જ્યાં ભ્રમ છે ત્યાં ભ્રમણ છે. ભવભ્રમણ છે સંસારનો પ્રત્યેક પદાર્થ આ ભ્રમ ઉત્પન્ન કરવા મથી રહ્યો છે. તે ભ્રમ સચવાય તે માટે મોહરાજા તેની છૂપી સેના ફેલાવી રહ્યો છે. અને તીર્થંકર દેવનો સૌ પ્રથમ પ્રહાર તે ભ્રમ તોડવા માટે છે જેથી ભ્રમણ તૂટે. ઇન્દ્રિયસુખ એક ભ્રમ છે. સત્ય છે આત્મસુખ. સત્ય સમજાતાં ભ્રમ ભ્રમરૂપે પુરવાર થશે. ભ્રમને ભ્રમરૂપે પકડવો હોય તો સત્યને સત્યરૂપે પામવું પડશે. આત્મસુખનો સ્પર્શ થતાં ઇંદ્રિયસુખનો ભ્રમ તૂટી પડશે. ભ્રમ માત્ર તૂટવાને જ સર્જાયો છે. જે કદાપિ તૂટતું નથી તે ભ્રમ નથી સત્ય છે.

પણ આજે તો તે ભ્રમ જ આપણું 'સુમધુર' ભાવિ બની રહ્યો છે. બીજી કોઈ દિશામાં સૂઝ નથી. વિષયાભિલાષમંત્રીની ભયાનક કાર્યવાહી સાથે આપણાં આંખકાન બંધ થયા છે. આપણે વિષયો પાછળ દોડયા કરીએ છીએ. શબ્દ-રૂપ-રસ-ગંધ ને સ્પર્શમાંજ આપણી માનસિક દુનિયા સમાઈ ગઈ છે. શબ્દાદિની પેલી પારનું ભવ્ય વિશ્વ આપણા માટે હયાત નથી. પૂ ઉપાધ્યાયજી લખે છે તેમ વિષયો પાછળ દોડી દોડીને આપણે પર્વતની માટીને ચાંદી-સોનું ને ધન માની બેઠેલ છીએ અને ખરૂં જીવનધન ગુમાવી બેસીએ છીએ. કારણ ઇન્દ્રિયાધિન મન મૂઢ બની જાય છે. ખરૂં આત્મધન તો જીવનનું નિર્મળ સ્વરૂપ કેવળ-જ્ઞાન છે.

### केवलनाणमणंतं जीवसरुवं तयं निरावरणं

અનન્ત અને નિરાવરણ કેવળજ્ઞાન તે જીવનું સ્વરૂપ છે. તે જ્ઞાનધનને બાજુએ મુકી વિષયાંધ પુરુષ પર્વતની ધોળી-પીળી માટીને, સોના-ચાંદી ને ધન માની ત્યાં દોડે છે. કારણ વિષયપ્રાપ્તિ માટે સોનું-ચાંદી અનિવાર્ય માને છે.

જ્ઞાનધનની કોઈ ને ચ પડી નથી. આ વાતનું પૂ. ઉપાધ્યાયજીને દુઃખ છે. કારણ કે જ્ઞાનધનની

બહુમૂલ્યતા તેમણે મેળવી છે. તેઓ સાક્ષાત્ જ્ઞાન-ધનના કુબેરપતિ હતા. તેઓએ જ્ઞાનધનના ઉપાર્જનમાં રાતદિવસ પરિશ્રમ કર્યો છે. જ્ઞાનની એ કક્ષા, તેમણે મેળવી છે, જ્યાં ઉભા રહીને જ્ઞાન તેમનો પર્યાયવાચક શબ્દ બની જાય છે અને તેમના અસ્તિત્વમાંથી જાણે કે જ્ઞાન, સ્વયં બળ ખેંચી નિજ ગૌરવ વધારે છે.

આજે તો સોના–ચાંદી અને હીરા–મોતી સિવાય બીજા પ્રકારનું ધન હોઈ શકે તે વાત પણ આપણા માન્યામાં નથી આવતી, કારણ જ્ઞાનની અમાપ પાતાળ-સૃષ્ટિમાં આપણે અંદર પેઠા નથી. ગોખણપટ્ટીને જ જ્ઞાન માની જ્ઞાન ઉપર ઉપલકીયા માલિકીનું લેબલ ચોંટાડી દીધું છે.

પૂ. ઉપાધ્યાયજી આ અષ્ટકની શરૂઆતમાંજ આપ-ણને આવી કરૂણ સ્થિતિમાંથી જગાડવા માંગે છે. એટલે ચેતવણીનો સૂર ઉચ્ચારે છે કે "જો તું સંસારથી ભય પામ્યો છે, અને મોક્ષ મેળવવાની ઇચ્છા રાખે છે તો તારો બધો પુરૂષાર્થ, ઇન્દ્રિયોને જીતવામાં કર. ઇન્દ્રિ-યજય ક્યારે કરવો ?

જ્યારે સંસાર પ્રત્યે ભય ઉત્પન્ન થાય.

જ્યારે મોક્ષ પ્રાપ્તિની દૃઢ ઇચ્છા થાય.

ત્યારે જ આત્મામાં એક એવી જાગૃતિની લહર

ઉછળે છે જેમાં ઇંદ્રિય પરાધીનતા કાંઠે ફેંકાઈ જાય છે. ઇન્દ્રિયજયનું મહાયાન સફળ થાય છે. આ સંસાર જ સુંદર લાગતો હોય અને મોક્ષ છે કે નહિ તેની ભાંજગડમાં શું કરવા પડવું તેવું મન માનતું હોય ત્યાં ઇન્દ્રિયોનો જય કરવાનો કોઈ સવાલ જ નથી રહેતો. એટલે ઇન્દ્રિયોનો જય કરવા માટે ભવભીરૂતા અને મોક્ષ ઝંખના જરૂરી છે. સંસારનો ડર અને મુક્તિનો લોભ જરૂરી છે. બધા જ પ્રયત્નો પછી ઈન્દ્રિયજય માટે કરવાના રહે છે. કારણ ઈન્દ્રિયો જીતાતાં બધું જ બીજું જીતાઈ જાય છે.

પૂ. કલિકાલસર્વજ્ઞ પણ યોગ્યશાસ્ત્રમાં લખે છે કે ઇંદ્રિયજય વિના કષાયજય શકય નથી. અને કષાયજય વિના બોધિપ્રાપ્તિ નથી.

જ્યાં પાંચે ઇંદ્રિયો બેફામપણે વિષયોનો આહાર કરે છે તે માનવી જીવનમાં કશું સિદ્ધ કરી શકતો નથી. સર્વે સિદ્ધિ તપોમૂલક છે. વિષયાધીનતા છે ત્યાં તપ કેવું? તપ નથી ત્યાં સિદ્ધિ કેવી? અબ્રહ્મચારીનું ચિંતવ્યું કશું જ સફળ થતું નથી. તે ઇચ્છે છે કે મારે માથે રાજછત્ર હોય અને તેના માથે ભમે છે માત્ર ભયાનક કાળચક્ર. તે ઇચ્છે છે કે મને ચામર ઢાળતો પરિવાર વર્ગ હોય અને હોય છે તેની આજુબાજુ ફોલી ખાતા શિયાળવાં. તે ઇચ્છે કે તે જ્યાં નજર નાંખે ત્યાં ફુલો ખીલે ને પંખીઓ ગાવા માંડે પણ થાય છે એમ કે તે જ્યાં નજર નાખે છે ત્યાં સર્પ ને વીંછીઓ ઉભરાય છે. તેનું પાળેલ કૂતરૂં હડકાયું કૂતરૂં બને છે. તેની પાળેલ મેના ચામાચીડીયું બને છે. તે જ્યાં હાથ નાંખે છે ત્યાં અજગર ઉછળે છે. જ્યાં પગ મૂકે છે ત્યાં અંધારો કૂવો સર્જાય છે. કારણ તેનું ઓજસ ચાલ્યું ગયું છે. તેની જીવન–શક્તિની ઉધાર બાજુ વધી ગઈ છે. જીવનનું મૂળભૂત તેજ તેણે ઉકરડામાં રેડી દીધું છે. બ્રહ્મચારી જે ઇચ્છે છે તે થાય છે. તે હાથ ઊંચો કરે છે અને હજારો અને લાખો લોકો શાન્ત થઈ જાય છે. તેનો પડતો બોલ ઝીલવા સ્વયં નિસર્ગની મહાદેવી મસ્તકે અંજલિ કરી ઉભી છે. સહજ બ્રહ્મચર્યપાલન દ્વારા સાચા અર્થમાં ઇન્દ્રિયોનો જય જેણે કર્યો છે તેને પાઘડીમાં ચિંતામણી રત્ન છે, તેના આંગણામાં કામ-

ધેનૂ ભાંભરે છે અને તેના આરામગૃહમાં કલ્પવૃક્ષના પાંદડાના તોરણ બંધાય છે.

શ્રી વિનોબાજી તેમનાં "મધુકર" પુસ્તકમાં લખે છે તેમ જ્યાં સુધી માનવી પાસે કોઈ બૃહત કલ્પના–ઉમદા આદર્શ નથી હોતો ત્યાં સુધી બ્રહ્મચર્યપાલન સહજતાથી શક્ય નથી. માનવીએ એક અતિ મહાન આદર્શ બૃહત્ કલ્પના નક્કી કરવી જોઈએ. પછી બ્રહ્મચર્યપાલનનું બળ તેને આદર્શની સ્વીકૃતિમાંથી મળશે. " Higher the Aspiration Higher the inspiration" એ બૃહત્ કલ્પના-ઉચ્ચ આદર્શ–તેના ઉપર વશીકરણ કરે છે. પછી તેને કશું કરવાનું નથી રહેતું, ધ્યેય તેને ઉપર ને ઉપર ખેંચી જાય છે. તેનો તો માત્ર શરણભાવ ધારવાનો છે. ધ્યેયનું નૈસર્ગિક ખેંચાણ જ ઈન્દ્રિય-જયની સમસ્યા સરળ કરી દે છે. ધ્યેયના અગમ્ય આકર્ષણ પાસે વિષયોનું આકર્ષણ તૂટી પડે છે.

મોહપડળ દૂર થાય છે. પ્રજ્ઞાચક્ષુ ખૂલે છે, અને જીવ ઈશ્વરીયતત્ત્વનું સૌંદર્ય જુએ છે. એ ઈશ્વરી સૌંદર્યની ઝલક glimpse આવતાં જ સ્ત્રી આદિનું દૈહિક સૌંદર્ય નીરસ અને તુચ્છ લાગે છે. પરમ સૌંદર્ય પાસે પૌદ્ગલિક સૌંદર્યનું વાસ્તવિક મૂલ્ય ઉઘાડું પડે છે. અસલી સમજાયા વિના નકલી સમ-

જાતું નથી. એક વાર અસલી-નકલીનો ભેદ સમજાયો કે ઇંદ્રિયદમનને બદલે ઇંદ્રિયઊર્ધ્વીકરણ થશે. પછી ઇંદ્રિય જીતવા મારીમચડીને પ્રયાસ નથી કરવો પડતો. એ અસલી આત્મસૌંદર્ય તો ઇંદ્રિય ઉપર સહજ પ્રભુત્વ આપી જાય છે.

આથી જ તો. પૂ. ઉપાધ્યાયજી ગાય છે કે
"ચેતન અબ મોહે દરસન દીજે—
તુમ કારણ તપ સંયમ, કીરિયા, કહો કહાલો કીજે ?
તુમ દરસન બિન સબયા જુઠી,
અંતર ચિત્ત ન ભીંજે........ચેતન.

આત્મસૌંદર્યનું દર્શન-સ્પર્શન થતું નથી ત્યાં સુધી સાધનાનું હાર્દ-મર્મભાગ-મળતો નથી. પિયુની સેજ મળતી નથી. અનાજના કોઠાર સુધી પહોંચાય છે, આત્મમસ્તીના શયનખંડ સુધી નહિ. ચેતનની પૂર્ણકલાનું રસમાધુર્ય થોડુંક પણ ચિત્તને સ્પર્શે પછી પુદ્‌ગલના સ્પર્શરૂપાદિ ગુણોમાં પ્રકૃતિ પણ ઝેરના ઘુંટડા જેવી લાગે છે. કેટલી સાવચેતી અને હોંશીયારી રાખવી પડી છે. આ નાજુક હૃદયની શસ્ત્રક્રિયામાં! એક ગફલત અને મૃત્યુનું પલ્લું ઊંચે આવે! જીવન મરણ ઝોલાં ખાતાં દરદીનું આવી જ બને!

નાજુક હૃદય કરતાં પણ માનવીનું મન અતિ

નાજુક છે. ત્યાં શસ્ત્રક્રિયા કરી મિથ્યાત્વની ગાંઠ (Tumous) કાઢવાની છે. તે માટે કેટલી જાગૃતિ અને કેટલી હોંશીયારી રાખવી જોઈએ! એક ભૂલ! એક બળજબરી! એક દમનની મિથ્યા ક્રિયા અને નુકશાનનો પાર ન રહે!

ઇંદ્રિયજય મનની સૂક્ષ્મ શસ્ત્રક્રિયાનું પરિણામ છે. મનના અનાદિના વિષયાદિના કુસંસ્કારોને ઉખેડી નાંખવાના છે. દૈહિકસૌંદર્ય કાઢી આત્મસૌંદર્યનું ભાન રાખવાનું છે. કેટલી જાગૃતિ આ માગશે? કેટલો પ્રજ્ઞામય પુરુષાર્થ આ વાત માગશે?

માત્ર એક જ વાર સૌંદર્ય, ઐશ્વર્ય અને માધુર્યનો મહામેરૂ નેત્રદર્પણમાં તેની છાયા ફેંકે અને પછી જોઈ લ્યો કે સ્ત્રીનો હાથ તમારા એક હાથમાં લેતાં જ તે સર્પવીંછી જેવો લાગશે. કારણ તમારો બીજો હાથ 'તેની' (પરમતત્ત્વની) પાસે પહોંચી ગયો છે. અધ્યાત્મ–રવિની કિરણવર્ષામાં તમને પૌદ્ગલિક સ્પર્શાદિ ફૂલના છોતરાં ને અનાજના ફોતરાં જેવાં લાગે છે. ઉકરડાના એઠવાડ જેવાં લાગે છે.

આત્મતત્ત્વ થોડુંક જાણ્યું કે ઇંદ્રિયજય નજીવી મહેનતે થાય છે. જે છોડો છો તેનાથી મેળવવાનું અનંત કોટિ છે તે ભાન થતાં જ છોડવાનું કરવું નથી પડતું, છોડવાનું થઇ જાય છે.

એક તે હૈયાની નજીક આવી જાય–તેની અનંત કરૂણાની એકાદ છાંટ પડી જાય તો પછી કરવાનું કાંઈ રહેતું નથી. બધું તેની મેળે જ આપોઆપ જેમ જોઈએ તેમ ગોઠવાઈ જાય છે. તેના આલ્હાદક સ્પર્શથી ભીંજાવું જોઈએ. પછી પૌદ્ગલિક વિષયપ્રેમ છોડવો નથી પડતો. છૂટી જાય છે. મુઠ્ઠીમાં બાળકે ચાર આની પકડી હોય તેને રૂપિયો આપો તો મુઠ્ઠી આપોઆપ ખુલી જાય છે અને ચાર આની નીચે સરકી પડે છે. ધાક ધમકીથી મુઠ્ઠી ખોલવા જશો તો હઠીલો બાળક ચાર આની મોંમાં ગળી જશે અને ચાર આની લેવાં જતાં ચારસો રૂપિયાનું ઓપરેશન કરાવવું પડશે.

મનની વાત પણ તેવી જ છે. બહુ જ સમજાવી પંપાળીને કયારેક તેને ઠેકાણે લાવવું પડે છે. બળજબરીથી વીફરે છે. આંખ અને હૃદયનું ઓપરેશન કેટલું સૂક્ષ્મ હોય છે. આંખની કીકી જ્યારે કાઢીને નવી કીકી (cornee) નાંખવાની હોય છે ત્યારે તેને સીવવા બસો જાતના એકદમ વાળ જેવા બારીક દોરા રાખવા પડે છે અને તે સીવતા ઝીણામાં ઝીણી ગાંઠ પણ ન પડી જાય તેનું ધ્યાન રાખવું પડે છે. ગાંઠ પડી તો ત્યાં લોહી ફરતું બંધ થઈ જાય! ઇંદ્રિય–જય કરવો તે મનની સૂક્ષ્મશસ્ત્રક્રિયા છે. તેમાં તો સાવચેતીથી નાજુક પ્રયોગ કરવાનો છે.

હૃદયનું ઓપરેશન પણ કેટલી કાળજીથી કરવું

પડે છે. એક બાળાના હૃદયની દિવાલમાં શીલીંગ જેટલું કાણું હતું. તેનું ઓપરેશન કરવામાં આવ્યું. પાંચ-કલાક ઓપરેશન દ્વારા તે કાણું શીવવામાં આવ્યું. શસ્ત્રક્રિયાની પૂર્ણાહૂતી થવા આવી ત્યાં તો બાજુમાં પડેલ મશીનમાં ઇલેકટ્રીક ડીઝાઈનમાં ફેરફાર થવા લાગ્યો. એ ફેરફાર ઉપરથી ડોકટરોએ જાણ્યું કે હૃદયમાં એક પવનનો પરપોટો રહી ગયો છે. એ પરપોટો જો હૃદયમાં ફૂટી જાય તો દરદીનું મૃત્યુ થાય. હૃદયમાં air pump હવાનો પંપ નાખી તે પરપોટાને પાતળામાં પાતળો કરી વાતાવરણમાં ભેળવી દીધો અને ફૂટવા ન દીધો. જો તે ફૂટયો હોત તો? પછી તો જે ઇન્દ્રિયો સંસારનું કારણ હતી તે મોહનું કારણ બને છે. એકવાર તે નજીક આવે તો!

" તુમ ન્યારે તબ સબ હી ન્યારા,
અંતરંગ કુટુંબ ઉદારા.
તુમ નજીક નજીક હૈ સબ હી,
ઋદ્ધિ અનંત અપારા.

જે ઇન્દ્રિયો પછી આધ્યાત્મિક મૂલ્યોનો હ્રાસ કરતી હતી તેજ ઇન્દ્રિયો પછી અગાધ અજ્ઞેયના તોતિંગ દ્વાર ખોલવાની રહસ્ય ચાવી બને છે.

આંખોથી વીતરાગનું તે શાન્ત સૌંદર્ય પીએ છે.
કાનોથી વીતરાગના ગુણગાન સાંભળે છે.

વીતરાગના જ ગુણોની સુગંધ તે લે છે.

વીતરાગના જ ચરણનો સ્પર્શ કરે છે.

તેની વિષયપ્રકૃતિનું ઉર્ધ્વીકરણ થાય છે.

અશુભ વિષય ખસી જાય છે. શુભ વિષયનું રોપણ થાય છે. શરાબની લાલ આંખોથી ત્યાં પછી અર્ધનગ્ન સુંદરી નથી શોધાતી. આંખ પછી શોધે છે એવું હૃદય જ્યાં કોઈ મુંડની મુખપ્રતિભા અલૌકિક તેજથી ઝળહળે છે. પછી કાનને સિનેમાનાટકોના ગીતોથી તૃપ્તિ નહી થાય. સર્વજ્ઞવાણીના પ્રકાશમય શબ્દો તેના કાનમાં દાખલ થવા માંડે છે. જે વચનો પત્થરમાં કમળ ઉગાડી શકે છે અને નવલખા મોતીની ખેતી કરી શકે છે. પછી સ્પર્શ તેને ગુલાબની પાંદડીઓથી વ્યાપ્ત માર્ગ ગમતો નથી, તે એવો સ્પર્શ ઇચ્છે છે જે ખરબચડા પત્થરોની તીક્ષ્ણધારોથી લોહીના ફુવારા ઉડાડે. એવો સ્પર્શ જે સંસારના અગ્નિતાપને શીતળ બનાવી દે.

પછી શિરોપુરી ને ભજીયાથી તે ઉદરતૃપ્તિ નથી શોધતો પણ અજાણી શેરીમાં કોઈ દાસી વધ્યું ઘટ્યું ફેંકી દે છે તે આનંદથી સ્વીકારી શરીરની તાકાત જાળવે છે.

पीत्वा ज्ञानामृतं भुक्त्वा । क्रियासुरलताफलम् ॥

साम्यताम्बुलमास्वाद्य........

જ્ઞાનામૃત પી, ક્રિયા સુરલતાનું રૂપ ખાઈને ઉપર સમતાનું પાન ખાઈ પરમતૃપ્તિનો ઓડકાર લે તો સાક્ષાત્ શાન્ત સૌંદર્ય બની જાય છે. પરમ શાન્ત તત્ત્વનું ભાન થાય છે.

અને જે પરમ શાન્ત છે તે જ પરમ સૌંદર્ય છે.

છેલ્લે છેલ્લે ઇન્દ્રિયવિષયની કપાતર જોઈને કડવા વિશેષણો ઉપાધ્યાયજી આપે છે.

વિષયાસક્ત ઇન્દ્રિયો વિવેકરૂપી હાથીને ફાડી ખાવા માટે સિંહ જેવી છે.

અને સમાધિરૂપ ધનની ઉઠાંતરી કરનાર ચોર છે. આટલું આટલું નુકસાન કરનાર ઇન્દ્રિયોને તમે મિત્ર માનશો કે શત્રુ ?

મહામહેનતે ચારિત્ર્યધન ઉત્પન્ન થાય છે. ઇન્દ્રિયો ઉન્મત્ત બને અને તમારૂં રામપાતર ઊંધુ થઈ જાય. હતા ત્યાં ના ત્યાં. અને વિવેક જેવું ઇન્દ્રિયો રહેવા જ ક્યાં દે છે!

સારું-નરસું સમજવાની શક્તિ વિષયમદિરા પીનારમાં ક્યાંથી હોય ?

અને જે સારૂં-નરસું, સાચું-ખોટું, લાભ--નુકસાન સમજી શકતો નથી તેને રાજસિંહાસન મળે કે કેદખાનાની કાળી કોટડી ?

ઇંદ્રિયો મિત્ર નથી શત્રુ છે. અને એવા શત્રુ કે જે માત્ર "મ્હાત થઈ જાવ" કહેવાથી કાંઈ જીતાઈ જતા નથી. ભિખારી માત્ર ઈચ્છા કરે કે ડાળી ઉપર લટકતું કાચું ફળ પાકી જાય. તેથી કાંઈ ફળ લાલાશ પકડતું નથી. સામાન્ય પુરૂષાર્થ નહિ ચાલે. અવિરત, અપ્રતિમ પુરુષાર્થમૂર્તિ જે બને છે તે જ ઇંદ્રિયોને દાસ બનાવે છે.

કારણ-ઇંદ્રિયો સાથેનું યુદ્ધ તે સ્વામી ગણાતા મોહરાજા સામેનું યુદ્ધ છે. તેની પ્રચંડ જુલ્મી સત્તા ઉથલાવવાની ક્રાન્તિરૂપ યુદ્ધ છે. આક્રમણ સામે ત્યાં પ્રતિઆક્રમણો આવશે. જ્ઞાનનું અણમોલ શસ્ત્ર હોય, વિષયસ્વરૂપનું યથાર્થ ભાન હોય તો જ યુધ્ધે ચઢશો નહિ તો ડોકમાં વિજયમાલાને બદલે ફાંસીનું ગાળિયું પડશે.

ટુંકમાં આ અષ્ટકમાં પૂ. ઉપાધ્યાયજી આપણને પ્રતિબોધ આપે છે કે (૧) સંસારથી ડરો. મોક્ષને ઈચ્છો. આ કર્યા પછી ઇંદ્રિયજય માટે પ્રચંડ પુરુષાર્થ કરો.

(૨) ઇંદ્રિય વિષયોનું યથાર્થ સ્વરૂપ સમજો અને એ સમજણરૂપ જ્ઞાનદાતરડાથી વિષય-વિષવેલને છેદી નાંખો.

ઇંદ્રિયો મિત્ર નથી શત્રુ છે. અને એવા શત્રુ કે જે માત્ર "મ્હાત થઈ જાવ" કહેવાથી કાંઈ જીતાઈ જતા નથી. ભિખારી માત્ર ઇચ્છા કરે કે ડાળી ઉપર લટકતું કાચું ફળ પાકી જાય. તેથી કાંઈ ફળ લાલાશ પકડતું નથી. સામાન્ય પુરુષાર્થ નહિ ચાલે. અવિરત, અપ્રતિમ પુરુષાર્થમૂર્તિ જે બને છે તે જ ઇંદ્રિયોને દાસ બનાવે છે.

કારણ-ઇંદ્રિયો સામેનું યુદ્ધ તે સ્વામી ગણાતા મોહરાજા સામેનું યુદ્ધ છે. તેની પ્રચંડ જુલમી સત્તા ઉથલાવવાની ક્રાન્તિરૂપ યુદ્ધ છે. આક્રમણ સામે ત્યાં પ્રતિઆક્રમણો આવશે. જ્ઞાનનું અણમોલ શસ્ત્ર હોય, વિષયસ્વરૂપનું યથાર્થ ભાન હોય તો જ યુધ્ધે ચઢશો નહિ તો ડોકમાં વિજયમાલાને બદલે ફાંસીનું ગાળિયું પડશે.

ટુંકમાં આ અષ્ટકમાં પૂ. ઉપાધ્યાયજી આપણને પ્રતિબોધ આપે છે કે (૧) સંસારથી ડરો. મોક્ષને ઇચ્છો. આ કર્યા પછી ઇંદ્રિયજય માટે પ્રચંડ પુરુષાર્થ કરો.

(૨) ઇંદ્રિય વિષયોનું યથાર્થ સ્વરૂપ સમજો અને એ સમજણરૂપ જ્ઞાનદાતરડાથી વિષય-વિષવેલને છેદી નાંખો.

(૩) ઈંદ્રિય સ્વરૂપ સમજવા નીચેની ઉપમાઓ વિચારો.

(અ) ઇન્દ્રિયસમુહ સમૂદ્રઉદર જેવો સદા અતૃપ્ત છે.

(બ) ઈન્દ્રિય ક્યારામાં વિકારવૃક્ષ ઉગે છે તે સંસારની મહામૂર્છામાં જીવને પટકે છે.

(ક) વિષયો મૃગજળ જેવા છે. ભ્રમ છે. ભ્રમ છે ત્યાં ભ્રમણ છે.

(ખ) વિષયાંધ પુરુષ પર્વતની ધોળી-પીળી માટી પાછળ દોડી જ્ઞાનધન ગુમાવે છે.

(ગ) વિવેકરૂપી હાથીને ફાડી ખાનાર સિંહ અને સમાધિધન ચોરી જનાર શઠ, તે ઈન્દ્રિયો છે.

(ઘ) આ વિષયાભિલાષાનું બળ ઓછું ન આંકતો.

મોહરાજાના રાગકેશરી યુવરાજનો તે જમણો હાથ મંત્રી છે. એટલે તેને ઉથલાવવા, સામાન્ય પુરૂષાર્થ નહિ જોઇએ. પ્રચંડમાં પ્રચંડ પુરુષાર્થની ઉગ્રધારા સીંચવી પડશે. આમાં મોહ સામ્રાજ્યના ફુરચા ઉડાડવાની વાત છે. ટૂંકે મારે નહી ચાલે. દારૂગોળો જોઇશે.

આ અષ્ટકમાં ધર્મનું વ્યવહારિક સ્વરૂપ છે. અધ્યાત્મનું પ્રવેશદ્વાર બતાવ્યું છે. જીવનોપયોગી તત્ત્વજ્ઞાન આપ્યું છે

સાધનાની ચાવીઓ આપી છે. પણ ચાવીઓનો

ઝુમખો માત્ર કેડે ટીંગાડી ફરવાથી દહાડો નહિં વળે. તેના વડે જીવનનું રહસ્ય ખોલવાનું છે.

ધર્મ ઢાંકવા નથી, ઉઘાડવા છે. રહસ્ય ઊઘાડશો તો માત્ર ઝવેરાતના પેટી પટારાજ નહિ મળે પણ આખો રત્નાકાર સમો જીવનવૈભવ તમારો થઈ રહેશે.

ઈન્દ્રિયજય પછી એવું કશુંક મળશે. જે મળ્યા પછી બીજું કાંઈ મેળવવાનું રહેતું નથી. જેને જાણ્યા પછી નવું બીજું જાણવાનું રહેતું નથી. જે છે તો આ બધું હોવાનો અર્થ છે અને જે નથી તો આ બધું એક ભયાનક પોલાણ-એક હાડ થીજવતો શૂનકાર છે.

જે એવી તૃપ્તિ સર્જે છે જ્યાં સર્વ તૃપ્તિઓ તૃપ્ત થાય છે.

એવા આત્મતંત્રને પારખવાની અનિવાર્ય શરત ઇન્દ્રિયજય છે. શક્ય તેટલા સર્વ પ્રયત્નો એ ઇન્દ્રિયજીત થવાની દિશામાં આપણે કરવા રહ્યા તેમ ઊપાધ્યાયજી આ ઈન્દ્રિયજયઅષ્ટકમાં જણાવે છે.

☆

આ ત્યાગમાં ત્યાગ વિના વિકાસ નથી તેમ સૂચવ્યું છે. જેમ જેમ વિકાસ થતો જશે તેમ તેમ એક પછી એક મમત્વભરી વસ્તુઓ મૂકવી પડશે. વિકાસનો અર્થ જ છોડવું છે. જે અનાદિકાળથી બધું જ વળગ્યું છે તે છોડવાનું છે. શરૂઆતમાં તો જે વધુ ખરાબ છે તે પ્રથમ છોડવાનું છે. પછી ઓછું ખરાબ છોડવાનું છે અને છેલ્લે તો જે સારી લેખાતી વસ્તુઓ છે તે પણ છોડવાની છે.

માર્ગાનુસારીની ભૂમિકામાં માતપિતાને રોજ પૂજન કરવાનું કહ્યું છે. પણ સાધુની ભૂમિકામાં માતપિતાને છોડવાનું કહ્યું છે. ખરૂં પૂછો તો ત્યાં માતપિતા છોડાતા નથી માત્ર એકને છોડીને બીજાને માતપિતા પદે સ્થાપન કરાય છે. ત્યાં શુદ્ધ ઉપયોગ તે પિતા બને છે. આત્મરતિ તે માતા બને છે. એ બેના સહકારથી અધ્યાત્મ બાળક ઉત્પન્ન થયું છે. આત્મરતિ

અને શુદ્ધઉપયોગને માત્ર સાહિત્યિક દૃષ્ટિએ ઉપમા આપવા ખાતર ઉપમા આપી નથી. પણ હકીકતની દૃષ્ટિએ પણ તે સર્વથા યોગ્ય હોવાથી આ ઉપમાનો વજ્ઞાનિક પ્રયોગ કર્યો છે. આત્મરતિ માતા જ હોઈ શકે બીજું કશું નહિ. આ નિર્વિવાદ સત્યનો સ્પષ્ટ સ્વીકાર આપણે ત્યારે કરી શકશું જ્યારે આત્મા ઉપર રતિ જાગશે, અને અધ્યાત્મ સર્જનનું માતૃત્વબીજ શું છે તેનો સાક્ષાત્કાર થશે. જ્યાં સુધી આત્મા ઉપર રતિ થતી નથી ત્યાં સુધી સાધના જન્મી શકતી નથી. આત્મરતિ જીવને શુદ્ધ ઉપયોગ તરફ ધકેલે છે જેમ માતાનો બાળક ઉપરનો સર્વ પ્રેમ તેને તેના પિતા તરફ ધકેલે છે. તેમ પિતા સ્મરે બાળક એકાકાર થાય, તે માટે માતા તેની નિષ્કામ કર્મસાધના કરે છે. આત્મરતિ થઇ. આત્મરતિ શુદ્ધઉપયોગવાન્ થવાના સર્વ પ્રયત્નો કરે છે અને તે પ્રયત્નોનું સાફલ્ય તે જ સાધુપક્ષની સાધનારૂપ બાળક પછી આ દુનિયાના માતાપિતા છોડવાનો વારો આવે છે. બહારની સર્વ મદદ નિર્બળ અને અસમર્થ હતા ત્યાં સુધી. જેમ જેમ આત્મસમૃદ્ધિ અને નિજસામર્થ્ય પ્રગટે છે તેમ તેમ સ્થૂલ આધાર મુકવા પડે છે. બાહ્ય આલંબન છોડવું પડે છે. વધુને વધુ આત્મનિર્ભર–વધુ ને વધુ સંતૃપ્ત તેમ વધુ ને વધુ આધ્યાત્મ પરિપક્વ થાય છે, અને તે માટે બાહ્ય તત્ત્વોથી ઉપજતી પૂર્ણતા છોડવી પડે છે.

સ્થૂલ બન્ધુવર્ગને પણ છોડવાનો સમય સંયમાભિમુખ સાધકને આવે છે. શીલ, શમ, દમ, સંતોષાદિજ મારા બંધુઓ છે. આ દુનિયાના બંધુઓનું બંધુત્વ રેતીના ઘર જેવું છે. પવન ફૂંકાયો કે રેતીની દિવાલો સપાટ થઇ જાય છે. બંધુ, શત્રુ થઈ જાય છે. શત્રુ, બંધુ થાય છે બધું જ અનિશ્ચિત છે. હવે તો એવો બંધુવર્ગ શોધવો છે જે સદા આત્માની પ્રેમશક્તિની પુષ્ટિ કરે. સદા મુશીબતોમાં સાથ આપી આપણા હાથ મજબૂત કરે. એ આંતરિક બંધુઓ તેમનું સ્વરૂપ બદલતા નથી. નિષ્કામ સ્નેહથી આંતરિક સંબંધ વધુ ને વધુ દૃઢ કરતા જ જાય છે. આ બંધુઓ પિતાના વારસામાંથી ભાગ નથી પડાવતા પણ પિતાના વારસાને સ્વચાતુર્યથી અનંતગુણો કરી આપણા નામ ઉપર ચોપડે જમા કરે છે. આવા આંતરિક શમાદિબંધુઓનો સ્વીકાર કરવા માટે સ્થૂલ બંધુઓનો ત્યાગ કરવો પડે છે. મમત્વ છોડતાં શમત્વ આવે. શમત્વ આવ્યું કે સર્વ આંતર સંબંધો ખીલી ઉઠે છે. જેટલું શમત્વ આવ્યું તેટલી અધ્યાત્મની ખુશ્બો જીવનની પાંદડીએ પાંદડીએ પૂર બહારથી મ્હેંકી ઉઠે છે.

માતપિતા છોડ્યા. બંધુઓ છોડ્યા. હવે પત્ની છોડવાનો વારો આવ્યો. આ તો બધું જ છોડશું તો રહેશે શું ? નાગાબાવા થઇ જવાનું ? ના. અહીં તો

છોડાય છે તેથી અનંતકોટિગણું બીજે હાથે તુરંત મળે છે. સ્થૂલ પત્ની છોડો કે સમતા રૂપી શ્રેષ્ઠ પ્રિયા તમારી થાય છે. એ પત્ની સાથે ન રાખો. બહારની પત્ની કદાચ તમારા શરીરને, તમારા પૈસાને કે તમારા સામાજિક મોભાને ચાહતી હશે. તેમાં પરિવર્તન થતાં પત્નીના હૃદયમાં પ્રેમની ઓટ આવવા માંડે છે આંતરપત્ની જે સમતા છે તેના સ્નેહોદધિમાં સદા ભરતી જ છે. ખરો પ્રેમ તે તમને જ આપે છે. કદી તે તમને છોડતી નથી. સ્મશાનની ચિતા ઓળંગીને બીજા જન્મમાં પણ તે તમારી સહચારિણી થાય છે. સમતા પત્ની સમય જતાં વૃદ્ધ નથી થતી. બેડોળ ને વિરૂપ નથી થતી. જેમ જેમ સમય જાય છે તેમ તેમ સમતા પત્નીનું યૌવન અને સૌંદર્ય ખીલતું જ જાય છે.

માતાપિતા, બંધુ પત્નીનો બાહ્યવર્ગ તો છોડયો હવે વળી શું છોડવાનું છે? હા. ક્ષાયોપશમિક ક્ષમાદિ ધર્મો પણ ત્યજવાના છે તો શું ક્ષમાદિ નહીં આચરવાના? ના; તેવી વાત નથી. જે ક્ષમાદિ યતિધર્મો પ્રયત્નોથી આચરવા પડતા હતા તે ચંદન–ગંધ ન્યાયે સહજભાવે આચરવાના છે. જે સહજસરળતાથી આચરણ થાય છે તેનું જ મૂલ્ય છે. મારીમચડીને, પ્રયત્નો કરી કરીને, ભૂલો સુધારી સુધારીને કરાય છે તે પ્રાથમિક ભૂમિકા છે, પૂર્વાર્ધ છે. અંતિમ ભૂમિ-

કામાં આંબાને મ્હોર જે સ્વાભાવિકતાથી આવે છે તે રીતે જ નૈસર્ગિક છટાથી ક્ષમાદિ ગુણોનું આચરણ થાય છે. આ રીતે જે અપૂર્ણ ક્ષમાદિ ગુણો છે તે પૂર્ણ બને છે. ક્ષાયોપશમિકદશાથી જે પ્રાપ્ત થયું તે સ્થાયી નથી. કર્મસત્તાનું જોર ત્યાં હલચલ કરે છે. ક્ષાયિક દશા જ અંતિમ ધ્યેય છે. ઔદયિકદશામાંથી ક્ષાયિકદશામાં જવા માટે વચમાં ક્ષાયોપશમિકમાંથી પસાર થવું પડે છે. તેટલું જ ક્ષાયોપશમિક ભાવનું મૂલ્ય છે. પણ તે tenipisasy–તાત્કાલિક દશા છે. તત્કાલ પૂરતી જ છે. ક્ષાયિકદશામાં તો ધર્મો સ્વભાવરૂપ છે. સૂર્યને પ્રકાશવા માટે પ્રયત્નો નથી કરવા પડતા. માતા બાળકને વ્હાલ કરે છે; તેમાં સિનેમાના શુટીંગમાં બનાવટી માતાની જેમ પ્રત્યનો નથી કરવા પડતા. તેમ ક્ષમા મૃદુતાદિ યતિધર્મો સહજ સ્વભાવરૂપ બને છે ત્યારે તે પૂર્ણ બને છે. પૂર્ણ બનવા અપૂર્ણતા છોડવી પડે છે. અપૂર્ણતા જ છે તો પૂર્ણતા નથી. પૂર્ણતા છે તો અપૂર્ણતા નથી. ક્ષાયોપશમિક છે તો ક્ષાયિક નથી. ક્ષાયિક છે તો ક્ષાયોપશમિક નથી. આ રીતે ધર્મસંન્યાસ લેવાની ભૂમિકા ઉત્કૃષ્ટ સાધુપદ રૂપ છે.

જ્ઞાનાચારાદિનો ત્યાગ પણ અહીં સૂચવ્યો છે. કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જ્ઞાન માટે પુરૂષાર્થ જરૂરનો છે. ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત ન થાય

ત્યાં સુધી દર્શનાચાર સેવવો જરૂરી છે. યથાખ્યાત ચારિત્ર્ય ન પ્રગટે ત્યાં સુધી ચારિત્ર્યાચાર જરૂરી છે. શુક્લધ્યાનનો લાભ ન થાય ત્યાં સુધી તપાચાર અને વીર્યની સર્વથા શુદ્ધિ ન થાય ત્યાં સુધી વીર્યાચાર જરૂરી. પછી પાંચે આચાર છોડી દેવાના. નદી પાર કરી પછી હોડી માથે લઈને ગામમાં ફરવાની જરૂર નથી. લગ્ન થઇ ગયા પછી ગોર મહારાજને વિદાય કરવાના છે. પ્રસૂતિ થઇ ગઈ પછી દાયણને અને મેટર્નીટી હોસ્પીટલને વિદાય કરવાની છે. સાધ્ય મળી ગયું પછી સાધનને વળગી રહેવુ તે મૂર્ખતાભરી જડતા છે. પુરૂષાર્થ ત્યાં સુધી જ્યાં સુધી ઇષ્ટપ્રાપ્તિ ન થાય. ઈષ્ટપ્રાપ્તિ થઈ પછી ઇષ્ટના ઉપભોગમાં જ લાગી જવાનું.

ક્ષાયોપશમિક ગુણનો ધર્મસન્યાસ કર્યા પછી છેલ્લે યોગસન્યાસ પણ કરવો પડે છે. આખરે મન-વચન-કાયાના સ્થૂલ-સૂક્ષ્મ સર્વયોગોનો નિરોધ કરવો જ પડે છે. શૈલેશીકરણની અયોગદશા તે આ જ છે. ત્યાં જ નિર્ગુણ-ગુણરહિત બ્રહ્મ છે. આખરે પારકી થાપણ પાછી સોંપવી જ પડે છે. મન-વચન-કાયાના યોગો આપણા ન્હોતા. બીજાના હતા. પાઈએ પાઈનું દેવું ચૂકવવું પડે છે. મન-વચન-કાયાના માત્ર સ્થૂલ યોગો જ નહિ પણ સૂક્ષ્મયોગો પણ છોડવા પડે છે. શુક્લધ્યાનનો એ ચોથો પાયો વ્યુપરતક્રિયાનિવૃત્તિરૂપ.

એક અધ્યાત્મની ભૂમિકા એવી ઉત્કૃષ્ટ છે જ્યાં કૃતજ્ઞતા-કૃતઘ્નતા જેવા ગણિતો ખુદ્દા થઈ જાય છે. જ્યાં સાધ્યની પરમ મીઠાશ પ્રગટી છે તેથી પ્રત્યેક સાધનની હાજરી કડવી થઈ પડે છે. ત્યાં આત્માની આત્મા પ્રત્યેની ફરજ સિવાય બીજી કોઈ ફરજ નથી જ્યાં સાધ્યની પરમ મીઠાશ પ્રગટી છે તેથી પ્રત્યેક સાધનની હાજરી કડવી થઈ પડે છે. જ્યાં ચાલણગાડીની જરૂર નથી કારણ બાળક ચાલતાં શીખી ગયો છે.

ષડ્જીવનિકાય સ્વરૂપના પરિજ્ઞાનરૂપ ગ્રહણ-શિક્ષા અને તેના પાલન રૂપ આસેવનાશિક્ષા એ બન્ને શિક્ષાના સમ્યક્ પરિણામે આત્મામાં જ ગુરૂ-પણું ઉદય પામે છે. પછી બાહ્યગુરૂની ત્યાં જરૂર નથી. અને જે વસ્તુની જરૂર નથી તેનો પલ્લો પકડી રાખો તો તે વસ્તુ નડતર રૂપ થાય છે. ગૌતમસ્વામીને પણ જ્યાં સુધી સ્થૂલગુરૂ છોડયા નહિ, તેનો રાગ છોડયો નહિ ત્યાં સુધી પરમપ્રાપ્તિ, અને પરમતૃપ્તિરૂપ કેવલજ્ઞાનની સિધ્ધિ મળી નહિ. ગુરૂની સેવા પણ ત્યાં સુધી જ્યાં સુધી અંતરમાં સદા છૂપાયેલો ગુરૂ ખોળી ન કઢાય ત્યાં સુધી.

માતપિતા, બંધુ પત્ની, ક્ષાયોપશમિક ગુણો, મનવચનાદિ યોગો અને જ્ઞાનાચારાદિ પંચાચારો અને છેલ્લે ગુરૂપણ બાહ્ય આવરણ છે તે ખસતાં આત્માનું

પૂર્ણ સ્વરૂપ પ્રગટે છે. જેમ વાદળનું આવરણ ખસતાં પૂર્ણચંદ્ર નિરભ્ર આકાશમાં સહજ વૃતિથી શોભાયમાન છે; ચંદ્ર નવો ઉત્પન્ન થતો નથી. માત્ર વાદળા ખસેડવાની જ વાત છે. તેનું નામ જ ત્યાગ છે. ત્યાગ વિના ઉપભોગ નથી. 'તેન ત્યક્તેન ભુંજીથાઃ' અસુંદરનો ત્યાગ તે જ સુંદરનો સ્વીકાર છે, અસત્યનો ત્યાગ તે જ સત્યનો ઉપભોગ છે. અશિવમ્‌નો ત્યાગ તે જ શિવમ્‌ની ઉપાસના છે.

અસત્ય, અસુંદરને અશિવમ્‌નો ત્યાગ એટલે સત્યમ્ શિવમ્ સુંદરમ્ ની સ્વભાવ મસ્તીનું પ્રાગટ્ય.



# કમલ પ્રકાશન
[ પબ્લિક ટ્રસ્ટ ]

## પ્રાચીન સાહિત્ય પ્રકાશન : યોજના-૧

### જ્ઞાનખાતાની રકમનો સર્વોત્તમ ઉપયોગ કરવાની
: એકની એક યોજના :

આ યોજના હેઠળ જીર્ણ થઇ ગયેલા શાસ્ત્રગ્રંથો ફરી છપાવીને ભારતના જ્ઞાનભંડારોમાં સુરક્ષિત મૂકી દેવામાં આવે છે.

દાનવીરો ! આપ આર્થિક સહયોગ આપીને શ્રુતભક્તિનો મહાન લાભ ઉઠાવો.

સંસ્થાના વહીવટદારો ! જ્ઞાનખાતાની રકમનો પ્રવાહ આ તરફ આજે જ વાળો. સરકાર આપણા જ્ઞાનદ્રવ્યને આંચકી લે તે પૂર્વે જ જીર્ણ થયેલાં શાસ્ત્રગ્રંથોના મુદ્રણકાર્યમાં એનો સદુપયોગ કરાવી લેજો. નહિ તો નાશ પામશે શાસ્ત્રગ્રંથો; અને આડા માર્ગે ઢસડાઇ જશે જ્ઞાનદ્રવ્ય.

પ્રકાશિત :

ઉપદેશરહસ્ય ૧૦-૦૦ (પો. ખર્ચ : ૧-૫૦)
ઉપમિતિભવપ્રપંચા કથા (પ્રેસમાં)
બે ભાગમાં : (સંસ્કૃત)

હવે પછી :

કલ્પસૂત્ર સુબોધિકા